# ખેડુતોની સહકારી શરાફી મંડળી સંબંધી પ્રશ્નો.

## સબ કમિટી ૧ લી.

(૧) પ્રાથમિક મંડળીઓને લગતા.

ક નવી મંડળીઓની નોંધ થવા માટે શરૂઆતની થાપણો વિગેરે સંબંધે કંઈક નિયમો નક્કી થવા બાબત; હાલની સ્થિતિમાં આ વિષે નિશ્ચિત નિયમો નહીં હોવાથી મંડળીઓની નોંધ થઈ આવતાં ઘણી ઢીલ થાય છે.

ગરીબ સભાસદોની મંડળીના સંબંધમાં માત્ર પ્રવેશક ફી આપેથી મંડળીની નોંધ થાય એ ઇચ્છવા યોગ્ય છે ?

ખ. પ્રાથમિક મંડળીઓ મારફત જ્યારે સરકાર તરફથી તગાવી આપવામાં આવે ત્યારે મંડળીએ કાંઈ કમીશન લેવું કે નહીં ? અને લેવું તો કેટલું ?

ગ. મંડળીઓનાં સભાસદો પાસે રહેતાં ફાજલ નાણાં મંડળીઓમાં અથવા બેંકોમાં કેવી રીતે આકર્ષી શકાય ?

ઘ. ગુજરાતની મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવા માટે અનુકુળ માર્ગો કયા કયા છે ?

કરજ આપતી વખતે ફરજીઆત થાપણ કાપી લેવાની પદ્ધતિ અનુભવથી કાંઇ વાંધા ભરેલી જણાઈ છે ?

ચ. સભાસદોને એક કરતાં વધારે વખત મુદત આપવાની જરૂર લાગે તો મે૦ એ નરરી ઓરગેનાઇઝર અથવા મધ્યસ્થ બેંકની ખાસ મંજુરી લઇને તેવી મદદ આપવી એવો નિયમ દાખલ કરવાની જરૂર છે ?

(૨) નાણાં પુરાં પાડનારી અથવા દેખરેખ રાખનારી મધ્યસ્થ સંસ્થાઓને લગતા.

ક. સહકારી હીલચાલને પુરતી સલામતીથી આગળ વધારવા માટે તાલુકાઓ વાસ્તે જીલ્લા બેંકની શાખાઓ અથવા પેટા કમીટીઓ સ્થાપવાની જરૂર છે; માટે તે અર્થે ઇન્સ્ટીટયુટની શાખા સાથે એકમત થઇને શું શું પગલાં લેવા જોઇએ ?

ખ. જીલ્લા બેંકોમાંથી પ્રાથમિક મંડળીઓને કેશ ક્રેડીટ આપવાની યોગ્ય શરતો નકકી કરવા બાબત.

ગ. જીલ્લાની બેંકને નાણાં સંબંધી સગવડ મળે તે માટે જીલ્લા બેંકના વસુલ આવેલા શેરના ભંડોળના ½ ભાગ સુધી શેર [illegible] લેવાની શરતે ટેમ્પરરી ઓવર ડ્રાફટ આપવા મુંબઈ સેન્ટલ બેંકને ભલામણ કરવાની જરૂર છે ?

(૩) સામાન્ય બાબતોને લગતા.

# ખેતી વિષયક સહકાર શરાફી સીવાયનો.

## સબ કમિટી ૨ જી.

૧. અનુકુળ સ્થળોની આસપાસ પાંચ પાંચ માઇલની હદમાં ઢોરના વીમા ઉતારનારી મંડળીઓની સ્થાપના બાબત.

૨. ઢોરના વીમાની મંડળીઓની આર્થિક સ્થિતિ વધારે સંગીન કરવા માટે શું શું પગલાં લેવાની જરૂર છે ?

પહેલાં પાંચ વર્ષ દરમ્યાન જેટલી વીમા ફી આવી મંડળીઓ દરેક વર્ષે એકઠી કરતી જાય તેટલી રકમ સરકાર દરેક વર્ષે તેમને બક્ષીસ તરીખે આપે એવી—અથવા પહેલાં દશ વર્ષ સુધી મંડળીઓને સભાસદોના મરેલાં ઢોર માટે જે રકમ ચુકવવી પડે તેની અડધી રકમ ફેમીન ઇન્સ્યુરન્સ ફંડમાંથી સરકાર આપે તેવી વિનંતિ સરકારને કરવાની જરૂર છે ?

૩. ખેતીની સુધારણા માટે ધીરધાર શીવાય કઇ કઇ દિશામાં ખાસ પ્રયાસ કરવાની જરૂર છે ?

(ક) નવી ઢબના ઓજારો વધારે વપરાતા થાય તે માટે મંડળીઓએ અને સરકારી ખતાઓએ શું કરવું જરૂરનું છે ?

(ખ) ખેતરોમાં પાણી પુરૂં પાડનારી મંડળીઓ કયા કયા ભાગમાં અને કેવી ઢબ ઉપર સ્થાપવામાં આવી હોય તો ફત્તેહમંદ થઈ શકે ?

(ગ) ખેતીના માલના વેચાણની મંડળીઓને કઇ કઈ મુશ્કેલીઓ નડે તેવું છે ? અને તે દુર કરવાને માટે શું કરવું જોઇએ ?

૪. ગુજરાતનો કપાસ સુધરે અને તેની પ્રતિષ્ઠા પાછી જામે તે માટે ખેતી ખાતાંની સલાહથી અથવા મદદ શીવાય સહકારી મંડળીઓ કયા કયા ભાગમાં, શું શું કરી શકે ? તે માટે સરકારની કાંઇ ખાસ મદદ માંગવાની જરૂર છે ?

૫. અર્ધ સામાન્ય હેતુઓવાળી મંડળીઓની જરૂર.

૬. અવકાશના વખત માટે મંડળીઓના સભાસદના કુટુંબોમાં કોઇ ઘરગથ્થુ ઉદ્યોગો દાખલ કરી શકાય કે કેમ ?

# શહેરો માટે સહકાર, તેની વ્યવસ્થા અને વિકાસ.

## સબ કમિટી ૩ જી.

(૧) સાધન પુરાં પાડનારી મંડળીઓ માટે અર્બન બેંકો ગુજરાતના વેપારના પ્રમાણમાં ઓછી છે તે વધારવા માટે શું કરવાની જરૂર છે?

(૨) માલ વાપરનારાઓની મંડળીઓ (સ્ટોર) માટે સહકારી સ્ટોર મંડળીઓનું કામ સારૂં ચાલે તે માટે શું શું કરવાની જરૂર છે?

(ક) આવી મંડળીઓને વધારે સગવડો મળે તેવી ગોઠવણ થવાની જરૂર છે? હોય તો કઇ કઇ?

(ખ) ગુજરાતની બધી સ્ટોર મંડળીઓ માટે વ્યાપારના મથક હોય તેવાં સ્થળોએ આડતીઆ રાખવાની જરૂર છે?

(ગ) વ્યવસ્થાપક કમીટીમાં બાનુઓને પણ નીમવા માટે વધારે લક્ષ આપવા બાબત.

(૩) માલ ઉત્પન્ન કરનારાઓની મંડળીઓ માટે.

(ક) ગુજરાતના કારીગરો માટે જરૂરની મંડળીઓ લગભગ નથી તે સ્થપાય તે માટે શું કરવાની જરૂર છે?

(૪) ઘરોની મંડળીઓ માટે, અને

(૫) બીજી બાબતો માટે

# સહકારી હીલચાલની સામાન્ય નીતિ અને પ્રચાર સંબંધે પ્રશ્નો.

## સબકમિટી ૪થી.

( ૧ ) મે૦ રજીસ્ટ્રાર સા૦ ના ખાતાને લગતા.

( ૨ ) ઇન્સ્ટિટ્યુટના કામના વિકાસને લગતા.

મુંબઇ ઈલાકામાં જુદી જુદી કોન્ફરન્સના બંધારણ.

( ૩ ) સામાન્ય વહીવટને લગતા.

૧. મંડળીઓને હીસાબના ફારમો વિગેરે વખતસર સગવડ મેળ તે માટે તે ફારમો સેન્ટ્રલ કોઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટની ગુજરાતની શાખામાં અથવા ડીસ્ટ્રીકટ બેંકોમાં સરકાર તરફથી રખાવવાની અને ત્યાંથી મંડળીઓને તે પુરા પાડવામાં આવે તેવી ગોઠવણ થવાની જરૂર છે?

( ૪ ) કાયદાને લગતા.

૧. પ્રાથમિક શરાફી મંડળીઓના સભાસદો બહારથી કોઇનું કર્જ કાઢે તે પહેલાં તેમણે પોતપોતાની મંડળીઓની પરવાનગી લેવી જોઇએ તેવો પ્રતિબંધ કરવાની જરૂર છે?

૨. એક અનિયમિત જવાબદારીવાળી મંડળીનો સભાસદ બીજી તેવીજ જવાબદારીવાળી મંડળીનો સભાસદ ન થઇ શકે તેવો પ્રતિબંધ હાલની પરિસ્થિતિમાં અનુકુળ થશે?

૩. લવાદી હુકમનામાની બજાવણીમાં થતી ઢીલ દુર કરવા માટે શું શું પગલાં લેવા જોઇએ?

(ક) મંડળીઓને ખર્ચે એક બેલીફ અને એક કારકુન રાખવાની જરૂર છે?

(ખ) ડીસ્ટ્રીકટ બેંકોના ઇન્સ્પેકટરોને હુકમનામા બજાવી લેવાનું કામ સોંપવામાં આવે અને તે માટે થતા ખર્ચનો ફાળો જે મંડળીઓના સભાસદો ઉપર હુકમનામા બજાવવાના હોય તેમની પાસેથી લેવામાં આવે તો તે અનુકુળ થશે?

૪. મંડળી પાસેથી લેવામાં આવતા કર્જ માટે તારણ તરીકે સભાસદોની નવી શરતની જમીનો મંડળીઓને ગીરો આપવાની રજા મળે તેવી ગોઠવણ થવાની જરૂર છે?

૫. મંડળીઓના સાનગીરો દસ્તાવેજો રજીસ્ટર કરાવવા માટે જો તે દસ્તાવેજો ઉપર ખાતાના મે૦ ઓડીટર અથવા ઓનરરી ઓરગેનાઇઝરની રૂબરૂ સહી શાખ કરવામાં આવે તો સહી શાખ કરનારની હાજરી વગર તે દસ્તાવેજો રજીસ્ટર થાય તેવો કાયદામાં ફેરફાર કરવાની જરૂર છે?

૬. ૧૯૧૨ના બીજા કાયદાની કલમ ૩૩–૩૪માં કાંઇ સુધારો કરવાની જરૂરછે? રીઝર્વ ફંડ મંડળીઓની મીલકત હોવાથી તેનો ઉપયોગ મંડળીઓ કોઇપણ સાર્વજનીક કામ માટે કરી શકે તેવી સત્તા મંડળીઓને આપવી તે ઇચ્છવાયોગ્ય છે?

# ખેડુતની સહકારી શરાફી મંડળી સંબંધી પ્રશ્નો.

કલમ ૧—ક—ઉપર નવી મંડળીઓની નોંધ થવા માટે શરૂઆતની થાપણો અગાઉથી રોકડી એકઠી કરવામાં આવે છે. આવી રકમો મંડળીમાં દાખલ થવા ઇચ્છનાર પ્રમાણીક પણ ગરીબ સભાસદો દેવુ કર્યા શીવાય મેળવી શકતા નથી. મંડળી ઉઘાડવા માટે શાહુકારો વિરૂદ્ધ હોય છે તેથી આવી થાપણો માટે તેઓ તેમને નાણું આપતાં આનાકાની કરે છે અથવા ભારે વ્યાજ લે છે. છતાં પણ જો નાણું મળી શકે નહીં તો તેવા સભાસદોને તુરત મંડળીમાં દાખલ થતા અટકવુ પડે છે અગર તો ગામના કહેવાતા આગેવાનો જેઓ ખટપટમાં આગળ પડતા હોય તેમની પાસેથી થાપણ માટે નાણાં મુકાવવા ખાતર મંડળીમાં દાખલ કરાવવા પડે છે અને તેઓ મંડળીની નોંધ થયા પછી ગરીબ સભાસદોના શેઠ બની બેસે છે અને આડકતરી રીતે મંડળીના સભાસદોના હીતમાં નુકશાન કરે છે. જો અગાઉથી થાપણો લેવાનો રીવાજ બંધ કરી સભાસદોને બચાવ કરતાં શીખવવા માટે તેમને કરજ ધીરતી વખતે સેંકડે દસ ટકા પ્રમાણે રકમ કાપી લઇ પાંચ વરસની મુદતની કાયમ થાપણ તરીકે લેવાનો પેટા નીયમ મંડળીના પેટા કાયદામાં ઉમેરવામાં આવે તો થોડાજ વખતમાં મંડળીના સભાસદોની સારી થાપણો એકઠી થઇ શકે અને સભાસદોને બીજાના ઓશીઆળા બનવાનો વખત આવે નહીં તેમજ ખટપટીઆ માણસોને મંડળીમાં દાખલ કરવાની તેમને જરૂર રહે નહીં. આવી રીતે થાપણો માટે રકમો કરજ ધીરતી વખતે કાપી લેવાનો પેટા કાયદો સભાસદો ઘણી ખુશીથી દાખલ કરાવે છે અને ઘણી ખરી મંડળીઓમાં આવી રીતે થાપણો લેવાય છે અને તે પોતાના લાભ માટે છે, એમ સભાસદો સારી રીતે સમજતા હોવાથી તેમ કરવામાં બીલકુલ વાંધો લેતા નથી. વળી અગાઉથી થાપણો લીધા શીવાય મંડળીઓ નોંધવામાં આવતી નહી હોવાથી મંડળીની ખાસ જરૂર હોય તેવાં ઘણા ગામડાં મંડળી શીવાય શાહુકારોના પંજામાં રીબાય છે. માટે ફક્ત પ્રવેશ ફી આપેથી અને થાપણ માટેનો પેટા નીયમ દાખલ કરવામાં આવે તો તેવી મંડળીની કાંઇપણ આનાકાની શીવાય નોંધ થવી જોઇએ.

૧ ખ—ગુજરાતની મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવા માટેનો અનુકુળ માર્ગ સભાસદોને કરજ ધીરતી વખતે ફરજીઆત થાપણ કાપી લેવી તે છે અને આવી રીતે કાપી લેવાતી ફરજીઆત થાપણોની પદ્ધતિ અનુભવ ઉપરથી વાંધા ભરેલી જણાઇ નથી.

# ગુજરાતની મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવા માટે અનુકુળ માર્ગો કયા કયા છે?

## કર્જ આપતી વખતે ફરજીઆત થાપણુ કાપી લેવાની પદ્ધતિ અનુભવથી કાંઈ વાંધા ભરેલી જણાઇ છે?

લેખક—ડી. એ. શાહ.

મંડળીઓનું પોતાનું ભંડોળ જેટલું બને તેટલું અને જેમ બને તેમ વહેલું વધે તે ઇચ્છવા યોગ્ય છે એમ તો સર્વ કબુલ કરે છે.

પરંતુ તે કેવી રીતે વધારવું તેનો વિચાર થવા માંડે એટલે મતભેદની શરૂઆત થાય. મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવાના બે માર્ગ છે. એક સભાસદોનાં પોતાનાં નાણાં મંડળીઓમાં જમે કરાવીને, અને બીજો, મંડળીઓનું અનામત ભંડોળ વધારીને.

કેટલાક ગૃહસ્થોની અનામત ભંડોળ ઉપર બહુ મીઠી દૃષ્ટિ હોય છે. એટલે તેઓ તો એમજ કહે છે કે સારામાં સારો રસ્તો એ કે સભાસદો પાસેથી ટકા બે ટકા વ્યાજ વધારે લેવું, અને તેથી વાર્ષિક નફો વધારવો. આ નફો અનિયમિત જવાબદારીવાળી મંડળીઓમાં તો અનામત ભંડોળમાંજ જાય, અને તેથી અનામત ભંડોળ જલદી વધે. અને અનામત ભંડોળ તેતો મંડળીનીજ માલેકીનું એટલે તેના ઉપર કોઇ વ્યકિતનો હક નહિ એટલુંજ નહિ, પરંતુ તેના ઉપર કાંઇ વ્યાજ પણ આપવું પડે નહિ. એટલે એ ભંડોળ પાછું પોતાની મેળેજ વધ્યાં કરે. તેથી અનામત ભંડોળ વધારવું એ મંડળીઓનું પોતાનુંજ ભંડોળ વધારવાનો ઉત્તમ માર્ગ છે. એમ કેટલાક માને છે. પરંતુ આ ગૃહસ્થો એટલું ભુલી જતા હોય એમ જણાય છે. કે વધારે લેવામાં આવનાર વ્યાજના એક બે ટકા કોની પાસેથી આવવાના છે. તેતો ગરીબ ખેડુત સભાસદો પાસેથીજ આવવાના છે, અને સામાન્ય પરિસ્થિતિમાં પણ ખેડુતોને વ્યાજના દરમાં થોડી રાહતની જરૂર હોય છે; તો અત્યારે કે જ્યારે સાધારણ રીતે સભાસદોને કરજ ઉપર રૂા. ૯–૬–૦ થી ભાગ્યેજ ઓછો અને ઘણીવાર રૂા. ૧૦–૧૫–૦ કે રૂા. ૧૨–૮–૦ના દરે વ્યાજ ભરવું પડે છે તેવે વખતે માત્ર મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવા માટે સભાસદો પાસેથી એક બે ટકા વધારે વ્યાજ લેવાનું તો બહુ થોડા સહકારીઓને રૂચે.

સાધારણ નફો અનામત ભંડોળ ખાતે જમે થતો જાય તે સિવાય અનામત ભંડોળ ખાસ વધારીને મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવું તે યોગ્ય ન જણાય તો પછી મંડળીઓનું પોતાનું ભંડોળ વધારવા માટે એકજ માર્ગ રહ્યો, અને તે એ કે સભાસદોનાં પોતાનાં નાણાં મંડળીઓમાં જમે કરાવવાં. આ માર્ગ અનામત ભંડોળ વધારવાના માર્ગ કરતાં વધારે સારો છે. અને તે ગ્રહણ કરવાની જરૂર છે એમ તો ઘણાખરા સહકારીઓ માને છે. પરંતુ આ માર્ગ ગ્રહણ કરવા વિષે જેઓ એક મત છે તેઓને પણ તે માર્ગે ચાલતાં મતભેદનો પ્રસંગ તુરત ઉભો થાય છે.

સભાસદોનાં નાણાં મંડળીઓમાં જમે બે રીતે થઇ શકે. એક તો તેઓ પોતે પોતાની મેળે અનુકૂળતાએ નાણાં મંડળીમાં મૂકે અને બીજું, તેમને ફરજ પાડીને તેમની પાસેથી મંડળીઓમાં નાણાં મૂકાવવાં. સભાસદો પોતે સમજીને નાણાં મંડળીમાં મૂકે એ તો ઘણુંજ સારૂં એમ બધાને સ્વીકારવુંજ પડે, કારણ કે તેમાં સ્વતંત્રતાનો સહકારી સિદ્ધાંત સચવાયા છતાં કરકસરના બીજા સહકારી સિદ્ધાંતનું સભાસદોને હાથે પાલન થાય છે. પરંતુ યુરોપના કેળવાયેલા અને સહકારી હીલચાલમાં આગળ વધેલા દેશોની મંડળીઓમાં પણ બધા સભાસદો જાઇએ તેવા સમજુ અને કરકસરીયા હોતા નથી, તો પછી હિંદુસ્તાનની પ્રજાનું અજ્ઞાન અને રહેણી જોતાં તો ગામડાની મંડળીઓના સભાસદો કેવા હોય તેનું અનુમાન કરવું મુશ્કેલ નથી. સામાન્ય રીતે સભાસદો પોતાની મેળે નાણાં મંડળીઓમા મૂકતા નથી એવો અનુભવ થયો છે. આનાં કારણો ઘણાં છે અને તેમાંનું એક મોટું તો એ છે કે ખરી રીતે ઘણાખરા ખેડુતો પાસે બચત નાણાંજ હોતાં નથી. કારણો સંબંધે વિચાર ન કરીએ તોપણ એક બાબત તો સ્વીકાર્યા વિના છુટકોજ નથી કે સાધારણ રીતે સભાસદો મરજીયાત થાપણો મંડળીઓમાં મૂકતા થાય તેને હજુ ઘણાં વર્ષો લાગશે સહકારી સિદ્ધાંતોને આંચ ન આવે એટલા માટે ફરજીયાત નાણા સભાસદો પાસેથી નજ લેવાં, પછી તેમ કરવાથી મંડળીઓનું પોતાનું ભંડોળ વધતાં ભલે વર્ષોનાં વર્ષો નીકળી જાય, એવું માનનારા અને કહેનારા સહકારીઓની ધીરજને અને સહકારી સિદ્ધાંતો પ્રત્યેની વફાદારી માટે તેમને ધન્યવાદ ઘટેજ પરંતુ ધન્યવાદ આપતાં આપતાં પણ ઘણા સહકારીઓ પોતાનો મત તો જૂદોજ બતાવે.

મરજીયાત થાપણો સભાસદો મૂકે નહિ તો તેમને કરકસર શીખવવા અને તેમની પાસે પરાણે બચત કરાવવા તેમને અમુક નાણાં મંડળીઓમાં મૂકવા ફરજ પાડવી પડે તો ઘણા સહકારીઓ તે માર્ગને વ્યવહારૂ અને અંતે સહકારી સિધ્ધાંતોને મદદ રૂપી ગણી સ્વીકારે છે. તેથા હિંદુસ્તાનમાં ઘણા ઇલાકાઓમાં અનિયમિત જવાબદારી વાળી મંડળીઓમાં પણ શેર (ભાગ)ની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. મંડળીનો દરેક સભાસદ પોતાની સ્થિતિના પ્રમાણમાં એક કે તેથી વધારે શેર ખરીદ કરે છે, અને દરેક વર્ષે તે શેરને પેટે અમુક અમુક રકમ ભરતો જાય છે. શેર પેટે ભરવાં જોઇતાં નાણાંતો ભરવાંજ પડશે એટલી ખબર હોવાથી

મોસમ વખતે તેટલાં નાંણાંની જોગવાઇ ખેડુત કરી રાખવા લલચાય છે. બીજી પદ્ધતિ સભાસદો પાસેથી તેમનાં પાકના અમુક ટકા જેટલી રકમ મંડળીઓમાં થાપણુ તરીકે મૂકવાની છે. આ પધ્ધતિ પ્રમાણે કામ કરવાનો પ્રયત્ન કોઇ કોઇ ઠેકાણે થયેલો છે, પરંતુ જે પ્રયત્ન સફળ ભાગ્યેજ થયો છે. ત્રીજી પધ્ધતિ એ છે કે કરજ આપતી વખતે અમુક ટકા થાપણુ તરીકે કાપીનેજ સભાસદોને કરજ આપવું. આ પધ્ધતિ ગુજરાતમાં બહુ પ્રચલિત છે. (પરંતુ ગુજરાતમાં બહુ પ્રચલિત છે.) પરંતુ ગુજરાતમાં મંડળીઓને અને સહકારીઓને તે પધ્ધતિ કેવી લાગી છે તેની પૂરી તપાસ કર્યા સિવાય કેટલીકવાર તર્કકુશળ ગૃહસ્થો તેને વખોડી કાઢે છે.

ફરજીઆત થાપણો કાપી લેવાની પધ્ધતિ બહુ ખરાબ છે એમ સિદ્ધ કરવા માટે ત્રણ કારણો આપવામાં આવે છે. એક સભાસદોની ગરજ વરતીને આપણે તેની પાસે આપણી ઇચ્છા પ્રમાણે કરાવીએ છીએ, બીજું, એવી થાપણોથી સભાસદો ઉપર માનસિક અસર ખરાબ થાય છે, અને ત્રીજું, જે માણસ વધારે કામ લે તેની પાસેથી આપણે વધારે થાપણો લઇએ છીએ સાધારણ રીતે આવી થાપણો કાપી લેવા કરતા શેરની પદ્ધતિ દાખલ કરવાનું સૂચવવામાં આવે છે તેથી આ ત્રણ કારણોનું સત્યાસત્ય તપાસતાં શેર પદ્ધતિને પણ યાદ કરવી પડશે. પહેલું કારણ સભાસદોની ગરજનો લાભ લઇ લેવાનું છે તે તો જ્યાં મરજીયાતને બદલે ફરજીયાતની વાત આવી ત્યાં રહેવાનુંજ. શેરના પૈસા પણ સભાસદોને દરેક વર્ષે ફરજીયાત ભરવા પડે છે. જો તેમ ન હોય તો પછી શેર લેવરાવવાની જરૂરજ ન રહે. સભાસદો પોતાની મેળે જે નાણાં મોસમ વખતે લાવી આપે તેજ લેવાં પરંતુ તેમ નહિ કરતાં શેર દાખલ કરવામાં આવે છે તેનું મુખ્ય કારણ એજ છે કે સભાસદો પાસેથી દરેક વર્ષે અમુક રકમ ફરજીયાત બચત તરીકે જમે કરવીજ. જે માણસને સભાસદ થવાની કે કર્જ લેવાની ગરજ નથી હોતી તેની પાસેથી શેર ભરાવીજ ન શકાય. જેણે ભર્યા હશે તેને થોડી ઘણી ગરજ હોવી જોઇએ. તે ગરજનો લાભ શેરની પદ્ધતિમાં પણ લેવાયજ છે. અને ફરજીઆત તત્ત્વ હરકોઇ રૂપે હોય તો તેમાં સભાસદોની ગરજનો લાભ લેવાતું હોયજ. મુખ્ય મુદ્દાઓ એ છે કે ખરી રીતે તેમની ગરજનો લાભ લેવાતું નથી હોતું પણ તેમની ગરજનો લાભ તેમને પોતાને દેવાતું હોય છે.

બીજું કારણ પણ ઘણે અંશે કાલ્પનિકજ છે. કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે મોસમ વખતે પોતાના પૈસામાંથી થોડી રકમ મંડળીમાં મૂકનારનું મન તેવી રકમ મૂકવાથી પ્રફુલ્લિત થાય છે અને પોતે અમુક બચત કરી એમ વિચાર કરીને તે ખુશી થાય છે ત્યારે કર્જમાંથી અમુક ટકા કાપી લેવામાં આવે છે તેથી સભાસદો ઉલટા શરમાય છે અને જેની રકમ વધારે કપાઇ હોય તેમને નીચું જોવું પડે છે. હકીકત તપાસીએ તો આમાનું ઘણું ખરૂં ખોટું છે. જે સભાસદને પરાણે શેરની રકમ ભરવી પડે છે તેને તે રકમ આપવાથી આનંદ કેવી રીતે થાય છે તે સમજી શકાતું નથી. જે માણસો પોતે ખુશીથી શેરના પૈસા ભરતા હોય તેઓના મન ઉપર તેવી અસર થાય તો તે માની શકવા જેવી વાત છે. આટલું તો ઠીક પણ જ્યારે ફરજીયાત થાપણો વખોડી કાઢવા માટે જે સભાસદો પાસેથી તેવી થાપણો લેવામાં આવે છે તેઓને શરમને લીધે નીચું જોવું પડે છે એમ કહેનારને એ પદ્ધતિનો અનુભવજ નથી એમ કહ્યા સિવાય ચાલતું નથી. એકાદ વર્ષ ઘણી વાર સભાસદોને ફરજીયાત કપાતી થાપણુ રૂચતી નથી. પરંતુ તેમને સમજણ પડયા પછી તો તેઓ પોતાને નામે થાપણુ સહેજે જમે થતી જોઇ અને દરેક વર્ષે તે રકમ વધતી જતી જોઇ ખુશી થાય છે. જ્યારે સભાસદોની મરજી વિરૂદ્ધ થાપણો કાપી લેવામાં આવતી હોય ત્યારે તેમને તે રૂચે નહિ જો કે શરમતો નજ થાય, કારણકે જેની પાસેથી વધારે કપાત થઇ હોય તેને કરજ પણ વધારેજ મળ્યું હોય, એટલે તેની શાખ બીજા સભાસદોના પ્રમાણમાં વધારેજ ગણાય. અને તેથી જેમ કપાત વધારે તેમ ઉલટું એક રીતેતો સભાસદોને મગરૂર થવાનું કારણ મળે પરંતુ ઘણી મંડળીઓમાં થાય છે તેમ એક બે વર્ષમાં સભાસદો આવી થાપણોની કિંમત સમજે ત્યારે બચત કરવાના સહેલામાં સહેલા માર્ગ તરીકેજ તે પદ્ધતિ ઉપર જોવાય છે. પગારદાર ભણેલા સમજુ નોકરો પોતાની મેળે પ્રૉવિડન્ટ ફન્ડમાં દાખલ થઇ પોતાના પગારમાંથી સીધી કપાત થવા માટે સૂચવે અને તેમના પગારમાંથી પરભારી કપાત થઇને તેમના નામે પૈસા એકઠા થતા જાય તે માટે કોઇએ કાંઈ વાંધો ઉઠાવ્યો છે ! એક વખત ખેડુત એટલું સમજતો થયો કે પોતાને સગવડ પડે એવી રીતે અજાણતાં પોતાના નામે પૈસા જમે થતા જાય તો તે ફરકસર સમજતો નથી

એમ તો નજ કહી શકાય માત્ર એટલુંજ કહી શકાય કે સહેલાઇથી અને તેને ભારે ન પડે એવી રીતે થતી બચત તેને રૂચે છે.

ફરજીઆત કપાત વિરૂધ્ધની ત્રીજી દલીલ આપતાં એમ કહેવામાં આવે છે કે મંડળીઓ તો વધારે કર્જ લેનારા ખેડુતો પાસેથી વધારે થાપણો લે છે, અને ખરી રીતે વધારે કર્જ લેનાર માણસ તો થાપણ મુકવાને વધારે અશક્ત હોય છે આ દલીલને ઝીણવટથી ન તપાસી હોય તો માણસ ભુલાવામાં પડી જાય એવું છે પહેલું તો એ યાદ રાખવું જોઇએ કે જે માણસ મોટી રકમ કર્જ તરીકે લે છે તે નાની રકમ લેનાર કરતાં ગરીબ અને બચત કરવા માટે ઓછી શક્તિ વાળો હોવો જોઇએ તે કથન અસત્ય છે. કેટલાક માણસો વેપારીઓ અથવા ખેડુતો એવા હોય છે કે તેમની પોતાની પાસે પોતાના મોટા અથવા નાના ધંધાના પ્રમાણમા પૈસા હોય છે, અને તેથી તેમને બીજે કોઇ ઠેકાણેથી કર્જે નાણા લેવા પડતાં નથી પરતુ તે પછી બીજો ઘણો મોટો વર્ગ વેપારીઓ અને ખેડુતો જનોનો એવો હોય છે કે જેઓને પોતાના ધંધા માટે નાણું કર્જે લેવું પડે છે. અને પોતાના ધંધામાથી તે કર્જ અને તે ઉપરનુ વ્યાજ તો તેઓ પાછું આપે છેજ, પરંતુ લીધેલા કર્જના પ્રમાણમાં તેઓ વધારે ઓછો નફો પણ મેળવે છે તેથી વેપાર અથવા ખેતી માટે વધારે કર્જ કાઢનાર માણસ ઓછું કર્જ કાઢનાર કરતા બચત કરવા વધારે શક્તિમાન્ હોય છે. માત્ર જ્યારે કર્જ જૂનું કર્જ પતાવવા કે પેટ માટે લેવામાં આવ્યું હોય ત્યારે જેમ કર્જ વધારે તેમ કર્જ લેનારની બચત કરવાની શક્તિ ઓછી, પરંતુ સહકારી મંડળીઓમાં અપાતા કર્જમાંનો બહુજ થોડો ભાગ આ જાતના કર્જનો હોય છે.

કેટલેક અંશે ફરજીયાત થાપણ કપાતની પદ્ધતિ શેરની પદ્ધતિ કરતાં સારી છે. એક વખત શેર ખરીદાયા પછી ખરીદનારની સ્થિતિમા ફેરફાર થાય તોપણ તેના હપ્તા તો દરેક વર્ષે બનાવાજ જોઇએ. વળી અમુક સભાસદો શેરના હપ્તા ભરવામાં આનાકાની કરે, અથવા અશક્તિ બતાવે તો સખ્તાઇના પગલા લેવા પડે અને કેટલીકવાર શેર પેટે બનાવેલી રકમ પણ જપ્ત કરવી પડે. આમ કર્યા વિના ચાલતું નથી, અને એમ કરવામાં આવે એટલે સભાસદો ઉપર બહુ ખરાબ માનસિક અસર પણ થયા વિના રહેતી નથી. ફરજીયાત થાપણો કાપી લેવામાં આવતી હોય ત્યાં આવું કાંઇ થતું નથી.

છતાં એટલું ખરૂં છે કે જ્યારે શેરથી અથવા ફરજીયાત થાપણોથી ભંડોળ એકઠું કરવા ઉપરજ માત્ર લક્ષ આપવામાં આવે છે. ત્યારે પોતાની પાસે પૈસા હોય અને તેમાંથી થોડી બચત કરી શક તેવું હોય ત્યારે પણ તે થાપણ તરીકે મંડળીઓમાં મૂકવાનું સભાસદો શીખતા નથી. અને આટલું ન શીખે ત્યારે પછી પોતાની પાસેનાં વધારાનાં બધા નાણા ચાલુ અથવા ટુંકી મુદતની થાપણો તરીક મંડળીઓમા મૂકવાનુ તો તેમને મન થાયજ ક્યાંથી? એટલે કે હાલ ખેડુત પોતાના નાણાં પોતાની પાસેજ રાખે છે અને કોઇ સરકારી સંસ્થામાં મૂકતો નથી તે બાબતમા ફેરફાર થવાની ઘણી જરૂર હોવા છતાં તે દિશામાં શેર અથવા ફરજીયાત થાપણોથી કાંઇ સાધી શકાતું નથી, તે દિશામાં જો કાંઇ વળ વળે એવું હોય તો તે મરજીઆત થાપણોદ્વારાજ છે. આવી થાપણોને ઉત્તેજન મળવા છતાં થાપણો આવતી સાવ બંધ ન થાય તેટલા માટે એટલું થવાની જરૂર છે કેઃ—

(૧) કર્જ આપતી વખતે કર્જના લગભગ દસ ટકા જેટલી રકમ પાંચ, દસ કે તેથી વધારે વર્ષની મુદતની થાપણ તરીકે કાપી લેવી, પરંતુ ખરેખરૂં જૂનું કર્જ પતાવવા માટેજ જો કર્જ આપવામાં આવે તો ફરજીઆત થાપણ કાપવી નહિ, અને

(૨) જે સભાસદ મોસમ વખતે પોતાની મેળે પાંચ, દસ કે તેથી વધારે વર્ષની મુદતની થાપણ મૂકે, અને તે થાપણની રકમ જો ઠરાવેલી ફરજીઆત થાપણની રકમથી ઓછી ન થતી હોય તો તે વર્ષ દરમ્યાન તે સભાસદે લીધેલા કર્જમાંથી ફરજીઆત થાપણ કાપી લેવી નહિ, અને

(૩) આવી રીતે મોસમ વખતે મરજીઆત થાપણો આવે તેના ઉપર ફરજીઆત થાપણો કરતાં પા અથવા અર્ધો ટકો વધારે વ્યાજ આપવું



## લેખક—વિશ્નુ મણિલાલ.

જીલ્લા બેંકોને જરૂર પડે ત્યારે જોઇતાં નાણાં તથા જેટલાં ઉપાડયા હોય તેટલાં ઉપરજ વ્યાજ આપવું પડે એવી સગવડવાળાં નાણાં મળે તો હાલની પરીસ્થીતી જોતાં ઉપયોગી થાય, પણ તેવી સગવડ જીલ્લા બેંકોને કરી આપવા માટે જીલ્લા બેંકના વસુલ આવેલા શેરના ભંડોળના ¼ ભાગ સુધી ટેમ્પરરી ઓવરડ્રાફ્ટ આપવા મુંબઇ બેંકને ભલામણ કરવા બાબત જે વીચાર દર્શાવવામાં આવ્યો છે તે વિચારને મળતા થવા પહેલાં મને નીચેની મુસ્કેલીઓ જણાય છેઃ—

(૧) વસુલ આવેલા શેરના ભંડોળને તથા ઓવરડ્રાફ્ટને કોઇપણ રીતનો સંબંધ નથી. વસુલ આવેલું ભંડોળ ઓવરડ્રાફ્ટ વીરૂદ્ધ સીક્યુરીટી તરીખે નકામું છે કારણ કે જે ભંડોળ વસુલ આવેલું હોય તેતો બેંકે કર્જ આપવામાં કે બીજી રીતે ઉપયોગમાં લીધેલુંજ હોય સીક્યુરીટીની નજરથી જોતાં વસુલ આવેલા શેરના ભંડોળ કરતાં વસુલ નહી આવેલા પણ કાઢેલી થાપણ વધારે સારી ગણાય.

(૨) આ પ્રશ્નનો ઉદ્દેશ ફક્ત જીલ્લા બેંકોની અચાનક જરૂરીયાતો પુરી પાડવા માટેજ ટેમ્પરરી ઓવરડ્રાફ્ટ અપાવવાનો છે પણ ગુજરાતમાં સહકારી મંડળીઓની સ્થાપનામાં વધારો તથા ઘણી ખરી મંડળીઓની પૈસા સંબંધી સ્થિતી તે જીલ્લા બેંકોના કુલ્લે ભંડોળમાં તેટલાજ વખતમા થયેલા વધારા સાથે સરખાવતાં મ્હારો એમ નમ્ર મત છે કે આવો ઓવરડ્રાફ્ટ આપવામાં આવશે તો તે ટેમ્પરરીને બદલે પરમેનન્ટ થવા વધારે સંભવ છે. ને જે ઉદ્દેશથી તે આપવાની ભલામણ કરવાની જરૂર જણાય છે તે ઉદ્દેશ પાર પડશે નહી એટલે આવો ઓવરડ્રાફ્ટ અચાનક જરૂરીયાતો ને માટે ઉપયોગી રહેશે નહી.

(૩) જે ઉદ્દેશથી આવા ઓવરડ્રાફ્ટની જરૂર જણાય છે તે ઉદ્દેશ મારી નજરથી તો જીલ્લા બેંકોને પોતાના પગ ઉપર ઉભા રહી શકવાની શક્તિમાં વધારો કરવાને બદલે એટલે બહારના ટેકાની જરૂર ઘટાડવાને બદલે વધારશે. પોતાની અચાનક જરૂરીયાતો માટે પણ જીલ્લા બેંકો જો પોતાના પાછલા વર્ષોની તેવી જરૂરીયાતો નજરમાં લે તો આગળથી હાલના તેમના ધંધાના પ્રમાણમાં ગોઠવણ કરી શકે. જીલ્લા બેંકો આગળથી આવી રીતે ગોઠવણ કરતાં શીખે તેમાંજ તેમને ભવિષ્યમાં ફાયદો થશે.

અમુક રકમ બાંધી મુદ્દત માટે મુંબઇ બેંકમાં તેના ઉપર જોઇયે ત્યારે ઓવરડ્રાફ્ટ મળે એવી શરતથી રાખી અચાનક જરૂર પડે મુંબઈ બેંકનીજ થાપણની રસીદ ઉપર ઓવરડ્રાફ્ટ માગવાની પદ્ધતિ જો દાખલ કરવામાં આવે, તો તે મને વધારે સલાહકારક લાગે છે જીલ્લા બેંકોને ઉપર બતાવેલી રૂઢીથી બાંધી મુદ્દતની થાપણ તરીખે અમુક રકમ જુદી કરી રાખવાથી વ્યાજમાં નુકશાન થાય પણ બીજી બેંકોને આવી રીતે નાણાં જીલ્લા બેંકોને માટે રોકી રાખવા પડતાં હોવાથી, જીલ્લા બેંકોને માટે ખાસ સગવડ કરી આપવાની મને જરૂર જણાતી નથી. વીશેષ આવી જરૂરીઆતો બહુ મોટી રકમને માટે ભાગ્યેજ હોય છે એટલે જીલ્લા બેંકના કુલ્લે ભંડોળના બે થી ત્રણ ટકા જેટલી રકમ પહેલેથીજ બાંધી મુદ્દતના થાપણ તરીખે બેંકમાં જુદી રાખી હોય તો અનુભવથી જણાશે કે થાપણની રસીદ ઉપર તેટલીજ રકમનો ઓવરડ્રાફ્ટ મળતાં આવી સરવે જરૂરીયાતો પુરી પાડી શકાય. આવી થાપણનું પ્રમાણ કુલ્લે ભંડોળના પાંચ ટકા હોય તો સારૂં પણ હું ધારૂં છું કે બે થી ત્રણ ટકા પણ પુરતું થશે કારણ કે નવી સોસાયટીઓને કર્જ વીગેરે તો બેંકને અપાયલા મેક્સીમમ તથા કેશ ક્રેડીટ માંથીજ અપાશે.

ઓવરડ્રાફ્ટ એટલે ચાલુ ખાતામાં રકમ જમા હોય તેના કરતાં અમુક રકમ સુધી વધારે લેવા દેવાની પરવાનગી. ઓવરડ્રાફ્ટ ઘણું ખરૂં સીક્યુરીટી ઉપરજ અપાય છે અને તેથીજ થાપણની રસીદ ઉપર માંગવા માટે મ્હેં ઉપર લખ્યું છે. વિશેષ ઓવરડ્રાફ્ટ માંગતા પહેલાં બેંકોએ મુંબઇ બેંકમાં ચાલુ ખાતાં ખોલવા પડશે.

લેખક—વિષ્ણુ અભિલાષ.

(૨) (ખ) જીલ્લાબેંકોમાંથી પ્રાથમીક મંડળીઓને કેશ ક્રેડીટ નહી પણ મેક્સીમમ ક્રેડીટ આપવાની જરૂર તો છેજ. મારા ધારવા પ્રમાણે આ પ્રશ્નમાં કેશક્રેડીટ નહી પણ મેક્સીમમ ક્રેડીટ લખવું જોઇતું હતું અને તેથી હું મેક્સીમમ ક્રેડીટ બાબતજ નીચે લખીશ.

સોસાયટીની ક્રેડીટ તથા વર્ષની જરૂરીયાતો નક્કી કર્યા પછી લોનને બદલે મેક્સીમમ ક્રેડીટ આપવાથી જોડાયેલી સોસાયટીને કુલ્લે કેટલા નાણાં તથા ક્યા ક્યા વખતે જોઇશે તે જાણવાથી જીલ્લા બેંકને તે વખતે તેટલા નાણાંની સગવડ કરવાની તક મળશે. સોસાયટીઓને પોતાના દરેક સભાસદની વર્ષની જરૂરીયાતો તથા તે જરૂરીયાતોનો વખત ચોક્કસ થવાથી હાલમાં કર્જ લેવાની પદ્ધતીથી કોઇ વખત બીનજરૂરી નાણાં ફાલતુ રહે છે તે નહી રહે અને તે રહેલા ફાલતુ નાણાં ઉપર ભરવા પડતા નકામા વ્યાજનો બચાવ થશે.

સોસાયટીઓને આપવાના મેક્સીમમ ક્રેડીટની શરતો મારા ધારવા પ્રમાણે નીચે મુજબ જોઇએ:—

૧) આ ક્રેડીટ ફક્ત એકજ વર્ષને માટે આપવામાં આવેલું છે ને ક્રેડીટ પુરા થવાની તારીખ                છે. ક્રેડીટ પુરા થવાની ઉપર જણાવેલી તારીખની એક મહીના પહેલાં બેંકને ક્રેડીટ રીન્યુ કરવા માટે અરજી કરવી.

ઉપર જણાવેલી શર્તનો અર્થ એવો નથી કે ક્રેડીટ નીચે અપાએલા સર્વ નાણાં બેંકને ક્રેડીટ પુરી થવાની તારીખે પાછા આપવાજ જોઇએ. કર્જના બાકી રહેલા હપ્તા ક્રેડીટ રીન્યુ થયે નવા ક્રેડીટમાં ગણાશે.

૨) આપેલા ક્રેડીટ નીચે લીધેલા નાણા ઉપર વ્યાજનો દર ટકા        લેખે છે ને વ્યાજ દરેક કર્જની પાકતી તારીખે વર્ષમાં એક વખત લેવામાં આવશે.

(દાખલો—એક સોસાયટીને રૂ. ૨૦૦૦)નું ક્રેડીટ આપવામાં આવ્યું, ક્રેડીટ નીચે રૂ. ૧૦૦૦)નું કર્જ બે હપ્તાથી ૧૯૨૧ના નવેમ્બરની પહેલીએ આપવામાં આવ્યું. પહેલો હપ્તો રૂ. ૫૦૦)નો માર્ચ ૧૯૨૨ની પહેલીએ પાકે છે ને બીજો હપ્તો માર્ચ ૧૯૨૩ની પહેલીએ પાકે છે તો માર્ચ ૧૯૨૨ની પહેલીએ કર્જના રૂ. ૧૦૦૦) ઉપર વ્યાજ ગણી સોસાયટીને ખાતે ઉધારવું, બાકી રહેલા હપ્તાના નાણા ઉપર બીજા હપ્તાની પાકતી તારીખે વ્યાજ ઉધારવું.)

૩) મેક્સીમમ ક્રેડીટ નીચે કર્જ સોસાયટી તરફથી દરેક વર્ષના માર્ચ અને સપટેમ્બર મહીનામાં આવેલા છ માસીક અંદાજપત્રક પ્રમાણે દરેક મહીનામાં મળશે.

૪) જો કોઇપણ મહીનામાં અંદાજમાં બતાવેલી રકમની અડધીથી પણ ઓછી રકમ સોસાયટી લેશે તોપણ વ્યાજ અંદાજમાં જણાવેલી રકમની અડધી રકમ ઉપરજ લેવામાં આવશે જો સોસાયટી તરફથી તેમની અંદાજમાં બતાવેલી તે મહીનાની જરૂરીયાતમાં ઘટાડો કરવા બાબતની નોટીસ આગલા મહીનાની આખરે પણ મળશે તો ઉપર બતાવેલી રીતે અડધી રકમ ઉપર વ્યાજ લેવામાં નહી આવે.

૫) કોઇપણ મહીનામાં અંદાજમાં બતાવેલી રકમથી ૨૫ ટકાથી વધારે રકમ કર્જ તરીકે સોસાયટીને આપવામાં આવશે નહી. અંદાજથી ૨૫ ટકાથી વધારે રકમ મંજુર બોર્ડની પરવાનગી શીવાય થઇ શકશે નહી, ને તેટલી રકમની શરતોમાં પણ ફેરફાર થઇ શકશે.

(૬) છ માસીક અંદાજ ઉપરાંત સોસાયટીએ તેની વાર્ષીક સભાના ઠરાવની તથા તાવેબંધની નકલ મોકલવી જોઇશે.

(૭) સોસાયટીએ બેંકની પરવાનગી શીવાય કોઇ બીજે ઠેકાણેથી કર્જ લેવું નહી. તેમજ બીન જરૂરી નાણા બીજી સોસાયટી કે બેંકમાં કે બીજાના ધણી સાથે બેંકની પરવાનગી શીવાય મુકવા નહી.

(૮) અંદાજ પ્રમાણે સોસાયટીએ અરજી મોકલતાં ક્રેડીટમાંથી અરજી મળ્યાની તારીખથી નાણાં આઠ દીવસની અંદર સોસાયટીને મોકલવામાં આવશે.

(૯) બેંકને ઉપરના કોઇપણ શરત ભંગાતા અથવાતો બીજું અગત્યનું કારણ મળે સોસાયટીનું ક્રેડીટ બંધ કરવાનો હક રહે છે અને આવી રીતે ક્રેડીટ બંધ થતાં સોસાયટીને એકદમ લખી જણાવવામાં આવશે.

(૧૦) સોસાયટીએ આ બેંકના મોકલેલા ઓફીસરને સોસાયટીના હીસાબ તથા કામકાજ તપાસવાની દરેક તક આપવી અને જ્યારે પુછાવવામાં આવે ત્યારે કામકાજ બાબત બેંકને માહીતી મોકલવી.

સોસાયટીને વધુમાં વધુ એક વર્ષમાં કેટલી રકમ આપવી તે નક્કી કરવું તેને મેક્સીમમ ક્રેડીટ કહેવામાં આવે છે અને તેજ અર્થમાં તે બાબત અત્રે લખેલું છે.

# નાણાં પુરાં પાડનારી મધ્યસ્થ સંસ્થાઓને લગતા:-

## જીલ્લા બેંકને ઇલાકા બેંકમાંથી ઓવરડ્રાફ્ટ આપવા સંબંધે

લેખક—વંદ્રાવન છોટાલાલ જાદવ.

જીલ્લા બેંકને હાલમાં ઇલાકા બેંકમાથી નાણાની સવડ મળે છે તેમાં કેટલીક મુસ્કેલીઓ છે. હાલની પદ્ધતિ પ્રમાણે જીલ્લા બેંકને કેશ ક્રેડિટ લેવો હોયતો કેશ ક્રેડિટની રકમ નક્કી થાય એટલે જેટલી રકમ નક્કી થાય તેની અડધી રકમ ઉપર તો જીલ્લા બેંકને પોતે રકમ ઉપાડે કે ન ઉપાડે તોપણ વ્યાજ આપવું જ પડે છે. તે ઉપરાત બેંકને કયારે કયારે નાણાં જોઇશે તેનું અંદાજ પત્ર પણ આપવું પડે છે. આ શરતો ઘણી વાંધા ભરેલી અને કામ કરવામાં ઘણી મુસ્કેલીઓ ઉત્પન્ન કરનારી છે. ને તેથી તેમાં ઘટતા ફેરફારો થવા જોઈએ એવો મારો નમ્ર અભિપ્રાય છે.

બેંક એ એવી સંસ્થા છે કે જેમાં નાણાંની છુટ અગર તાણ કયારે થશે તે ચોક્કસ કહી શકાય નહી. સેવીંગઝ બેંકમાં તથા ચાલુ ખાતામાં મુકાયલા નાણાં ઘરાકો કયારે ઉપાડવા આવે તેની ખબર આગળથી પડી શકે નહી. વળી મુદ્દતના નાણાં પાકે તેમાંથી કેટલા રીન્યુ થશે ને કેટલા ઉપાડી લેવાશે તેપણ ચોક્કસ જાણી શકાય નહી. આ બધા કારણોથી બેંક જેવી સંસ્થા પોતાને જોઇતા નાણાંનું અંદાજ પત્ર આપી શકે નહી તે ઉપરાત નાણાં લીધા પછી સેવીંગ ચાલુ અગર બાંધી મુદતના ખાતામાં ડીપોઝિટ આવી પોંચે એટલે પણ પાછી નાણાંની છુટ થાય અને તે નાણાં ઉપડી જાય એટલે પાછી નાણાંની જરૂર પડે એમ નાણાંની તાણ અને છુટ એમ બેંકના વહીવટમાં અવાર નવાર ચાલ્યા જ કરે.

વળી ઇલાકા બેંક કેશ ક્રેડીટ પર અડધી રકમનું વ્યાજ લેવાની સરત કરે છે તે ઉપરાંત કેશ ક્રેડીટના અંદાજમાં જણાવ્યા પ્રમાણેની રકમ આપવાને બંધાતી નથી. પણ તેની ઇચ્છામાં આવે તો આપે એવો કરાર કરે છે. આ પ્રમાણે જો તે કરાર કરે તો અડધી રકમ પર વ્યાજ લેવાને તે કેવી રીતે હકદાર થાય છે તે સમજી શકાતું નથી. વળી રૂપીઆ જોઈએ તેના આઠ દિવસ અગાઉ નાણાંની અરજી કરવી જોઈએ એવો પણ પ્રતિબંધ રાખેલો છે. હવે જે સંસ્થાઓ તેની પાસે નાણાંની માંગણી કરે તે ખાનગી આસામીઓ હોયતો તેમને પોતાની જરૂરીઆતોની ખબર આઠ દિવસ આગમચ પડી શકે પણ ઉપર જણાવ્યા પ્રમાણે બેંક એએવી સંસ્થા છે કે તેને નાણાંની જરૂરીઆતની આગળથી ખબર પડી શકે નહી. માટે ઉપર જણાવેલો ઇલાકા બેંકનો કેશ ક્રેડીટ સંબંધનો બધો વહીવટ સુધારવા જેવો છે.

ઇલાકા બેંક બીજી સરત એ નાખે છે કે જે જીલ્લા બેંક કેશ ક્રેડીટની ગોઠવણ કરે તેણે પોતાના વધારાના નાણાં મુંબાઇમાં તેમની બેંકમાંજ રાખવા ને બીજે કોઈ ઠેકાણે હીસાબ રાખવો નહી. આ સરત પણ બરાબર નથી. દરેક જીલ્લા બેંકને પોતાની પાસે સારી રકમ રાખવાની જરૂર છે કારણ દરેક બેંકે પોતાની શક્તી પ્રમાણે નાણાં પોતે જ્યાં વહીવટ કરતી હોય ત્યાં રાખવું જરૂરનું છે ને મોટી શીલક પોતાની ત્રીજોરીમાં રાખવા કરતાં ઇમ્પીરીઅલ બેંકની શાખામાં મુકવી વધારે સલામતી ભરેલું છે માટે ત્યાં હીસાબ રાખવો જરૂરનો છે. વળી દરેક બેંકને જરૂરની વખતે નાણાંની મદદ માટે પણ એક કરતાં વધારે સંસ્થા સાથે સંબંધ રાખવાની જરૂર છે. જેથી મુશ્કેલીના વખતમાં નાણાંની મદદ માટે બે ત્રણ ઠેકાણે ગોઠવણ કરવાનો પ્રયાસ થઈ શકે; અલબત બનો શકે તેટલાં નાણાં જીલ્લા બેંકે ઇલાકા બેંકમાંજ રાખવા જોઈએ અને સહકારના નિયમને અનુસરવું જોઈએ પણ બીજી બેંકમાં હિસાબ રાખવો જ નહી એ પદ્ધતિ જીલ્લા બેંકને નુકસાન કારક છે.

જીલ્લા બેંકને ક્યારે નાણાંની જરૂર પડે તે આગળથી કહી શકે નહી અને અરજી કર્યા પછી આઠ દિવસે રકમ ધીરવામાં આવે એ પદ્ધતિ પણ બેંકીંગ બીઝનેસને માટે વાસ્તવિક નથી. માટે દરેક જીલ્લા બેંકને ઇલાકા બેંકમાંથી ટેમ્પરરી ઓવર ડ્રાફ્ટ અપાવાનું નક્કી થવું જોઈએ ને તે ઓવર ડ્રાફ્ટ ગમે તે વખતે આગળથી ખબર આપ્યા વગર જીલ્લા બેંક ચેકથી ઉપાડી શકે. જીલ્લા બેંકને વધારે વખતને માટે નાણાંની જરૂર હોય તો તેણે નિયમસર અરજી કરી બાંધી મુદતની લોન લેવાની ગોઠવણ કરવી જોઈએ પણ કોઈ પણ જીલ્લા બેંકને પોતાની ભરાયેલી શેર કેપીટલના ½ ભાગ સુધીની રકમ માટે ટેમ્પરરી ઓવર ડ્રાફ્ટ ઇલાકા બેંકમાંથી મળવાની ગોઠવણ થવાની જરૂર છે ને ઇલાકા બેંકને નાણાંની જરૂર પડે ત્યારે આ ઓવર ડ્રાફ્ટ ભરપાઈ કરવાનું જીલ્લા બેંક ને તે કહી શકે, ને તે પ્રમાણે નાણાં ભરી દેવા માટે જીલ્લા બેંકે નોટીસ મળેથી દીન ૧૫ માં તૈયાર રહેવું જોઈએ. આ રીતના વહીવટથી ઇલાકા બેંકને કોઈપણ જાતની અગવડ પડે તેમ નથી. પણ ઉલટું ઇલાકા બેંક તથા જીલ્લા બેંકનો વહીવટ ઘણો ફાયદા કારક રીતે વધતો જાય એવું લાગે છે.

હવે ઓવર ડ્રાફ્ટની હદ નક્કી કરવામાં વસુલ આવેલી શેરની થાપણ. શા માટે ધ્યાનમાં લેવી જોઇએ. ઓવર ડ્રાફ્ટની રકમને તથા શેરની ભરાયેલી થાપણને શો સંબંધ છે—એ પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેના જવાબમાં જણાવવાનું કે કોઈ પણ આસામી અગર સંસ્થાને નાણાં ધીરવાની રકમ નક્કી કરીએ તે પહેલાં તેની પોતાની પુંજી કેટલી છે તે જાણવાની જરૂર છે ને તેને નાણાં ધીરવાની હદ તેની પોતાની પુંજીની રકમ ઉપરથીજ નક્કી થઈ શકે. દાખલા તરીખે જે જીલ્લા બેંકની શેરની ભરાયેલી અને વસુલ આવેલી થાપણ રૂ૧૦૦,૦૦૦) ની હોય તેને રૂ૨૦૦૦૦) નો ટેમ્પરરી ઓવર ડ્રાફ્ટ આપીએ તો તે કામ સહીસલામતી ભરેલુંજ ગણાશે. કારણ કે તે બેંકને પોતાના વહીવટથી નુકસાન આવે તો પણ. જ્યાં સુધી તેને રૂ૧૦૦૦૦૦) કરતાં વધારે નુકસાન આવે નહીં ત્યાં સુધી ઇલાકા બેંકનું નાણું દાઝશે નહીં.

વળી જે ઓવર ડ્રાફ્ટ ને માટે ભલામણ કરવામાં આવે છે તે ઓવર ડ્રાફ્ટ લઇને મંડળીઓને નાણાં ધીરવાના નથી. મંડળીઓને ધીરવાને નાણાં જોઇતાં હોયતો તો ઇલાકા બેંક પાસે લોન લેવી જ પડે ને તેને માટે આગળથી બંદોબસ્ત પણ થવો જોઈએ. ઓવર ડ્રાફ્ટથી આ કામ થઈ શકે નહીં. ઓવર ડ્રાફ્ટ ફક્ત ચાલુ વહીવટ માટેજ લઇ શકાય. જીલ્લા બેંક ચાલુખાતાં તથા સેવીંગ્ઝ બેંક ખાતાં ખોલે છે. આ નાણાંનો કશો પણ ભાગ ખેડુતોને વાર્ષિક લોન ધીરવામાં વાપરી શકાય નહીં. પણ તે એવે ઠેકાણે રોકી શકાય કે જ્યાંથી નાણાં થોડા દિવસમાં પાછાં આવવાની ખાત્રી હોય. અને આ પ્રમાણે ધીરાયેલાં નાણાં પાછાં આવતાં થોડા દિવસની વાર હોય. તેટલામાં ચાલુ ખાતામાંથી અગર સેવીંગ્ઝ બેંકમાંથી નાણાં વધારે પ્રમાણમાં ઉપડી જાય. અગર કોઇ બાંધીમુદતની–ડીપોઝીટ પાકેથી ઉપાડી લેવામાં આવે તો તે વખતે તાતકાળીક. નાણાંની જરૂર પડે તે પૂરી પાડવાને માટેજ આ ઓવર ડ્રાફ્ટની જરૂર છે. અને હું આશા રાખું છું કે ઉપર જણાવેલી પદ્ધતિ પ્રમાણેનો ઓવર ડ્રાફ્ટ આપવાનું થશે તો જે જીલ્લા બેંકે પોતાના જીલ્લામાં સારી આંટ સ્થાપેલી છે તેને વધારે નાણાં ચાલુખાતામાં મળી શકશે. ને તે નાણાંનો મોટો ભાગ ઇલાકા બેંકમાં જમે રહેશે અગર બીજી કોઇ સહકારી સંસ્થા જેવી કે.

અરબન બેંક. વીવર્સસોસાયટી, સેઇલ સોસાયટી. વીગેરેને થોડા વખત માટે નાણાં જોઇતાં હશે તો, આપવામાં તેનો ઉપયોગ થશે. આથી જીલ્લા બેંકને કામ વધારવાની સવડતા થશે. સહકાર્યને ઉત્તેજન મળશે. અમને જીલ્લા બેંકને ચાલુખાતામાં જેટલા પ્રમાણમાં વધારે નાણાં મળશે તેટલા પ્રમાણમાં પોતાને તેની જરૂર નહીં હશે ત્યારે ઇલાકા બેંકમાં જમે રહેશે. ને તેથી બન્નેને અરસ્પરસ લાભ થશે.



# મુંબઇ ઈલાકામાં જુદી જુદી કોન્ફરન્સનાં બંધારણ.

લેખક—**ડી. એ. શાહ.**

મુંબઇ ઇલાકાની ભરવામાં આવતી સહકારી પરિષદોમાંથી ઇલાકાની પરિષદ્ બાદ કરીએ તો કોઈ પરિષદનું કાંઇ બંધારણ નથી. ઇલાકાની પરિષદનું બંધારણ પણ બે વર્ષથી ખરી રીતે એક વર્ષથીજ થયું છે એમ કહીએ તો ચાલે. સ્થાનિક જરૂરીયાત પ્રમાણે કે અમુક કાર્યવાહકોના વિચાર પ્રમાણે આજ સુધી પ્રાંતિક, જીલ્લાની અને તાલુકાઓની પરિષદો ભરવામાં આવી છે. જુદી જુદી પરિષદોનો કોઇ પણ પ્રકારનો પરસ્પર સંબંધ હજુ નક્કી થયો નથી, અને પરિષદો ક્યાં ક્યારે ભરવી એનું પણ કાંઇ ઠેકાણું હોતું નથી. પહેલાં તો લગભગ બધી સહકારી પરિષદો પ્રચાર-જાહેરાત માટે હતી. અલબત્ત, કાર્યકર્તાઓ એકઠા થાય ત્યારે વિચારની આપલે તો થોડીઘણી થાયજ પરંતુ પરિષદોથી સહકારી હીલચાલનો પ્રચાર-જાહેરાત થાય તે મુખ્ય હેતુ હતો એમ કહી શકાય. ઇલાકાની પરિષદ્માં સહકારી હીલચાલને લગતા પ્રશ્નોનો વિચાર કરીને નિકાલ કરવાનો પ્રયત્ન કરવામાં આવતો, પરંતુ જ્યાં સુધી સબ કમિટીઓ નીમવાનો નિયમ દાખલ કરવામાં આવ્યો નહતો ત્યાં સુધી તો આગેવાન સહકારીઓ સાથે બેસીને શાંત મને જુદા પ્રશ્નોમાં ભાગ્યેજ વિચાર કરી શકે ને આવો વીચાર કરવો તે મોટી પરિષદોમાં ન થઇ શકે. સબ કમિટીઓ નીમવામાંડી છતાં પરિષદમાં કોને બોલાવવા અને કમિટીઓમાં કોને નીમવા તે તો ઇલાકાની પરિષદ્ ભરનાર મે. રજીસ્ટ્રાર સાહેબનાજ હાથમાં હતું. તેઓ કાળજીપૂર્વક પસંદગી કરીને યોગ્ય માણસોને પરિષદ્માં બોલાવવાનો પ્રયત્ન કરતા. પરંતુ જેમ જેમ હીલચાલની પ્રગતિ થતી જાય જેમ જેમ તેનો વિસ્તાર વધતો જાય, અને જેમ જેમ તેમાં ભાગ લેનાર પણ વધતા જાય, તેમ તેમ પસંદગી કરતાં એક માણસ થોડીઘણી પણ ભૂલ કરે તે સ્વાભાવિક છે. તેથી અને મંડળીઓ પોતેજ પોતાના પ્રતિનિધિઓ ચુંટીને પરિષદ્માં મોકલે તો તેઓ મંડળીઓની ખરેખરી મુશ્કેલીઓ જાણતા હોય તેટલુંજ નહિ, પરંતુ તેઓ સહકારી હીલચાલના જીવની અંગ હોવાથી તે હીલ-ચાલ માટેના પ્રશ્નો સમજી શકે, તે સંબંધે વિચારની આપ લે કરી શકે. ચુંટણીના તત્ત્વ ઉપર યોજાયેલી પહેલી પરિષદ સને ૧૯૨૦માં ભરવામાં આવી હતી પરંતુ તે પરિષદ ભરવાની ગોઠવણ પણ મે. રજીસ્ટ્રાર સાહેબને હાથેજ થઇ હતી. સને ૧૯૨૧ની પરિષદ સ્વીકારવામાં આવેલા બંધારણ અનુસાર ચુંટણીના તત્ત્વ ઉપર અને મુંબઈ સેન્ટ્રલ કોઓપરેટિવ ઇન્સ્ટિટ્યૂટ કે જે એક બિન-અધિકારી સહકારી સંસ્થા છે તેના તરફથી ભરવામાં આવી હતી. એ ત્રણ પગલે આટલી હદ સુધી પ્રગતિ તો થઇ છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. પરંતુ હાલની પદ્ધતિ પ્રમાણે પરિષદો ભરવાથી પરિષદોનું સંપૂર્ણ ફળ સહકારી હીલચાલને મળતું નથી એમ પણ કહ્યા વિના નજ ચાલે.

ચૂંટણીનું તત્ત્વ ઇષ્ટ છે તે વિષે બેમત ન હોઇ શકે છતાં હાલની ચૂટણીની પદ્ધતિથી ખરેખરો ફાયદો થયો હોય અથવા ભવિષ્યમાં તુરત થશે, તેમ લાગતું નથી. ઇલાકામાં સહકારી મંડળીઓનો મોટો ભાગ ગામડાના ખેડુત વર્ગનો છે, અને શહેરની મંડળીઓમાંની ઘણી પણ ગરીબ માણસો માટેજ કાઢવામાં આવેલી હોય છે, ખેડુતો અથવા શહેરના ગરીબ માણસોને પોતે અંગ્રેજી પૂરેપૂરું સમજી અને બોલી શકે તેટલું જ્ઞાન સાધારણ રીતે હોતું નથી. અને ઇલાકાની પરિષદનું કામકાજ તો અંગ્રેજીમાં ચાલે; એટલે મંડળીઓએ ચૂટેલા પ્રતિનિધિઓ કે જેઓ દ્વારા આપણે સહકારી હીલચાલ સંબંધે (વિશ્વસનીય) હકીકત અને પુખ્ત વિચારો જાણવાની

આશા રાખીએ તેઓને મોંએ તો તાળુંજ હોય છે. મોંએ તાળું હોય છે તેટલુંજ નહિ પરંતુ કાનમાં જે શબ્દો પ્રવેશ કરે તેનો અર્થ તેઓ સમજતા નથી. તેથી નતો તેઓ પરિષદના કામમાં મદદ કરી શકે છે, કે નતો તેઓ પરિષદ્ પુરી થયા પછી જે મંડળીએ તેમને પ્રતિનિધિ તરીકે મોકલ્યા હોય તેમને પરિષદ માટે કાંઈ માહિતી આપી શકે છે. પ્રાથમિક મંડળીઓના ઘણાખરા પ્રતિનિધિઓને માટે તો ઇલાકાની પરિષદ્ તે માત્ર એક જાતનો તમાશોજ હોય છે. તેથી બને છે એવું કે ચુંટણીના તત્ત્વને અનુસરીને ભરવામાં આવેલી પરિષદોમાં પહેલાં જે પ્રકારનું કામ થતું હતું તેવુંજ લગભગ થાય છે. તેથી મંડળીઓના પ્રતિનિધિઓને ખરેખરો લાભ લેવો હોય તો તો કાંતો પરિષદનું કામ તેઓ સમજે તેવી ભાષામાં થવું જોઇએ, અથવા તો તેઓ અંગ્રેજી સમજે તેવાજ પ્રતિનિધિઓ મંડળીઓ મોકલે તેવી ગોઠવણ થવી જોઇએ. આ બન્ને બાબત અશકય છે. મુંબઈ ઇલાકાની મુખ્ય ભાષાઓ ગણીએ તો પણ તે ચાર છે—મરાઠી, ગુજરાતી, સિંધિ, અને કાનડી. બધી પ્રાથમિક મંડળીઓના પ્રતિનિધિઓ સમજી શકે તેવી હાલ કોઈએક ભાષા છેજ નહિ એટલે પહેલી બાબત ઉડી જાય છે. અને ગામડાંની મંડળીઓમાંથી અંગ્રેજી સમજે બોલે તેવા પ્રતિનિધિઓ શોધવા તે બની શકે તેવી બાબતજ નથી છતાં એટલું નિર્વિવાદ છે કે જ્યાં સુધી મંડળીઓના ખરેખરા પ્રતિનિધિઓ સહકારી હીલચાલ માટે વિચાર કરતા ન થાય ત્યાં સુધી સહકારી હીલચાલ સ્વતંત્ર અને જોરદાર ન થઈ શકે જેથી દરેક ભાષા માટે જુદી જુદી પ્રાંતિક પરિષદો ભરવી જોઇએ. અને તે પરિષદોમાં ચુંટણીનું તત્ત્વ દાખલ કરવું જોઇએ. આ રીતે જો મરાઠી ભાષાનો ઉપયોગ કરતી મંડળીઓ માટે એક, ગુજરાતી ભાષાનો ઉપયોગ કરતી મંડળીઓ માટે બીજી, સિંધી માટે ત્રીજી, અને કાનડી માટે ચોથી, એમ ચાર પ્રાંતિક પરિષદો ચુંટણીના તત્ત્વને અનુસરી ભરવામાં આવે તો તે પરિષદોમાં ખરેખરૂં સંગીન કામ થાય આવી પરિષદોમાં બધા પ્રતિનિધિઓ બધું કામકાજ સમજી શકે એટલુંજ નહિ પરંતુ બધી રીતે પોતે પણ ભાગ લઈ શકે, આ પરિષદોમાં પણ સબકમિટીઓની ગોઠવણ થવી જોઇએ. ટુંકામાં હાલ જે પધ્ધતિથી ઇલાકાની પરિષદ ભરાય એ પધ્ધતિ પ્રમાણે પ્રાંતિક પરિષદો ભરવી જોઇએ. મુંબઈ માટે પ્રાંતિક પરિષદના જેવી એક જુદીજ પરિષદ ભરવાનું ઠરાવવામાં આવે તો પણ ખોટું નહિ. પરંતુ આવી પરિષદો ભરવાનું શરૂ થાય ત્યારે ઇલાકાની પરિષદનું બંધારણ ફેરવી નાખવું જોઇએ ત્યાં પણ પ્રતિનિધિએ ચુંટાઇને જ આવે, પરંતુ તે હાલ છે તેમ સીધા ચુંટણીથી આવે તો તો હાલની મુશ્કેલી ઉભી ને ઉભીજ રહે તેથી પહેલાં તો ઇલાકાની પરિષદમાં સો સવાસો ચુનંદા પ્રતિનિધિઓ આવે તેવુંજ ધોરણ રાખવું જોઇએ. અને આ પ્રતિનિધિઓ જુદા જુદા પ્રાંતની પરિષદો મોકલે, મંડળીઓ નહિ તેથી થશે એવું કે મંડળીઓ પ્રાંતિક પરિષદોમાં પોતાના પ્રતિનિધિઓ મોકલશે અને તે પ્રતિનિધિઓ પોતામાંથી સારા સારા યોગ્ય માણસોને શોધીને ઇલાકાની પરિષદમાં મોકલશે. મંડળીઓના પ્રતિનિધિઓ જેમને ઇલાકાની પરિષદમાં મોકલશે તેઓ સાધારણ રીતે અંગ્રેજી જાણતા હોય તેવાનેજ મોકલશે અને એવી રીતે ચુંટેલા પ્રતિનિધિઓ પોતાની પ્રાંતિક પરિષદમાં શું શું કામ થયું, મંડળીઓના પ્રતિનિધિઓના શા શા વિચારો છે તે બધું જાણતા હશે તેથી પોતાના પ્રાંત સંબંધીની ખરી હકીકત અને પોતાના પ્રાંતની મંડળીઓના વિચારો અને દષ્ટિ બિંદુ તેમજ પ્રાંતિક પરિષદમાં પસાર કરવામાં આવેલા ઠરાવોનાં કારણો ઇલાકાની પરિષદને બરોબર સમજાવી શકશે. પ્રાંતિક અને ઇલાકાની પરિષદો વિચારાત્મક જોઇએ એટલું થયા પછી જીલ્લાની અથવા તાલુકાઓની પરિષદો પ્રચાર—જાહેરાત માટે હોય કે વિચાર માટે હોય કે બંન્ને માટે હોય તેની બહુ ચિંતા નહિ તેમાં ચુંટણી કે સબ–કમિટીઓ દાખલ કરવાની અત્યારે ભાગ્યેજ જરૂર જણાય છે.

જીલ્લા પરિષદોને તદ્દન બંધ કરવાનો હજુ સમય આવ્યો નથી. કેટલાક તાલુકાઓ એવા હોય છે કે જ્યાં મંડળીઓ બહુ થોડી હોય. કેટલાક જીલ્લાઓમાં પરિષદ પૂરતી આખા જીલ્લામાં પણ મંડળીઓ નથી હોતી. તે ઉપરાંત માત્ર તાલુકા પરિષદો ભરવાનો નિયમ રાખવાથી સામાન્ય સભાસદોને મોટી સંખ્યામાં એકઠા થવાનો પ્રસંગ ન આવે તેથી સહકારી હીલચાલનો વિસ્તાર તેઓ તેટલે અંશે ઓછો સમજી શકે. છતાં તાલુકા પરિષદો ભરવી કે જીલ્લા પરિષદો ભરવી કે બન્ને ભરવી વગેરે બાબતોનો નિર્ણય સ્થાનિક કાર્યવાહકો ઉપર રાખવો તેજ યોગ્ય છે.

ટુંકામાં નીચેપ્રમાણે થવાની જરૂર છે.

(૧) તાલુકા અને જીલ્લા પરિષદો હાલ ભરાય છે તેમજ સ્થાનિક જરૂરીયાતો પ્રમાણે ભરવી.

(૨) દરેક વર્ષે બાધા પ્રમાણે પ્રાંતિક પરિષદો ચુંટણીના તત્ત્વને અનુસરીને ભરવી. મુંબઇની મંડળીઓ માટે મુંબઇમાં પણ કદાચ એક પરિષદ ભરવી.

(૩) આવી પરિષદો માટે મંડળીઓ પોતે ચુંટણી કરીને પ્રતિનિધિઓ મોકલે.

(૪) ઇલાકાની પરિષદ્‌માં આવતા પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડવી, અને તે પરિષદ્ માટે પ્રતિનિધિઓ પ્રાંતિક પરિષદોમાં આવેલા મંડળીઓના પ્રતિનિધિઓ ચુંટી મોકલે.

(૫) તાલુકા અથવા જીલ્લા પરિષદ્‌માં પસાર કરવામાં આવેલા ઠરાવો તે પરિષદ્‌ની ઇચ્છા હોય તો પ્રાંતિક પરિષદ્‌માં ચર્ચાવાજ જોઇએ.

(૬) પ્રાંતિક પરિષદોમાં પસાર કરવામાં આવેલા ઠરાવોમાંથી જેટલા તે પરિષદો તરફથી ઇલાકા પરિષદ્‌માં ચર્ચા માટે મોકલવામાં આવે તે ઇલાકાની પરિષદ્‌માં ચર્ચા માટે સ્વીકારવાજ જોઇએ.

(૭) ઇલાકાની પરિષદ્‌માં પ્રાંતિક પરિષદોમાં ન ચર્ચાએલો એવો કોઈ વિષય સ્વીકારવો નહિ.

(૮) બને તો બધી નહિ તો પ્રાંતિક અને ઇલાકાની પરિષદો મુંબઇ સેન્ટ્રલ કોઓપરેટિવ ઇન્સ્ટીટ્યુટ તરફથી ભરવામાં આવશે,

ઉપરની સૂચનાઓને અનુસરી મુંબઈ ઈલાકાની જુદી જુદી સહકારી પરિષદોનાં બંધારણ ઘડવા માટે આ પરિષદે એક નાની કમિટી નીમી તે બંધારણનો વિષય આવતી ઇલાકાની પરિષદ્‌માં ચર્ચા માટે લઈ જવા તે કમીટીને સૂચના કરવાની જરૂર છે.



# ગુજરાતમાં સહકારી મંડળીઓની મુખ્ય ખામીઓ અને તે શી રીતે દૂર થઈ શકે.

( પ્રાણવલ્લભદાસ હરીવલ્લભદાસ બનાતવાળા )

ડી. ઓન. ઓર્ગેનાઇઝર—જંબુસર.

એક સમય એવો હતો કે ગુજરાતમાં સહકારની પ્રવૃત્તિ ચાલશે કે કેમ એનો પણ ઘણાને શક હતો. આજે તે સ્થિતિ નથી. ગુજરાતમાં ઘણી મંડળીઓ થઇ છે અને હજુ પણ દિનપ્રતિદિન તેમાં વધારોજ થતો જાય છે.

મંડળીઓની વધતી જતી સંખ્યા અલબત સહકારી ચળવળની સારી પ્રવૃત્તિની એક નિશાની છે, પણ તે ચળવળ ખરા સ્વરૂપમાંજ પ્રસરેલી હોય તોજ દેશને ફાયદો છે એમ સ્પષ્ટ કહેવુંજ જોઇએ.

ગુજરાતની મંડળીઓમાં મોટો ભાગ ખેડુતની ગામડાની ધીરધાર કરનારી અનિયમીત જવાબદારીવાળી મંડળીઓનું મુખ્ય કામ વ્યાજના સસ્તા દરે થાપણો લઇ, અગર કરજ મેળવી પોતાના સભાસદોને વ્યાજબી દરે અને વ્યાજબી કારણો માટે વખતસર જોઇતું નાણું ધીરવાનું છે. આ પ્રમાણે ધીરધાર કરવાની સાથે મંડળીની સાખ વધે, મંડળીના મેમ્બરો સ્વાશ્રયી થાય, તેમને થોડે થોડે બચત કરવાની ટેવ પડે, પદ્ધતિસર કામ કરવાનો તેમને મહાવરો થાય, પ્રમાણિક સીધી અને નીતિમય જીંદગી ગુજારતાં શીખે, અને પોતાનામાં રહેલા દુર્ગુણો તજે એ આશયો મંડળીના છે.

ગુજરાતની મંડળીમાં સહકાર્યના સિદ્ધાંતો પૂર્ણ રીતે પળાતા જોવામાં આવતા નથી; અને તેમાં ઘણી ખામીઓ છે એમ કહેવામાં આવે છે. આ હકીકત ઘણે અંશે ખરી જણાય

છે અને તેથીજ આ મંડળીઓની ખામીઓ પૈકી થોડી મુખ્ય ખામીઓ બતાવી તે દૂર કરવાના ઉપાયો સૂચવવાનો આ લેખનો હેતુ છે.

(૧) મંડળીઓ એટલે કરજ મેળવવાની એક શાહુકારી પેઢી.

ઘણી ખરી મંડળીઓના સભાસદો મંડળીને ફક્ત એક કરજ લેવા માટેની સાહુકારી પેઢીજ ગણે છે તે સિવાય મંડળીના હિતમાં કાંઇ ભાગ લેતા નથી. મંડળીના સભાસદ છતાં તેઓ બીજા સાહુકાર પાસેથી કરજ લેતાં પણ અચકાતા નથી અને તે બાબત નથીતો મંડળીની સલાહ લેતાં કે નથી તેની સૂચનાને માન આપતાં. આ પદ્ધતિ અખત્યાર કરવાથી બીન જરૂરી વધુ કરજ કરવાની સભાસદોને કુટેવ પડે છે; અને પરિણામે કરજ બહુ થઇ જવાથી નથી તો તે મંડળીને કરજ ભરપાઇ કરી આપી શકતા કે નથી તો શાહુકારને મનાવી શકતા; એટલે તેઓ બધી રીતે પોતાની આબરૂને હાનિ પહોંચાડે છે. અને તેઓ મંડળીના "નાખુશ" સભાસદ તારકે પોતાની તેમજ મંડળીની સાખને ધોકો પહોંચાડે છે.

મંડળીના મેમ્બર ફક્ત કરજ લેવાને માટેજ થવું તેના કરતાં મંડળીના મેમ્બર ન થવું એ વધારે સારૂં છે. મંડલીમાં જોડાનાર દરેક મેમ્બરે સમજવું જોઇએ કે મંડળી તે કોઇ શાહુકારની નાણાંજ આપનારી પેઢી નથી એતો આપણી પોતાનીજ સંસ્થા છે. અને તેનું કામ કરજ ધીરવા ઉપરાંત પણ બીજું ઘણું છે. તેમાંજ વિશ્વાસ રાખી, તેના કાયદા કાનુનને માન આપી તે પ્રમાણે ચાલવું એ તેના પોતાનાજ હિતની વાત છે. મંડળીનો મેમ્બર થયા પછી મંડળી એકલીને પોતાનો શાહુકાર ગણવો જોઇએ અને બીજા શાહુકાર તરફ નજર સરખી પણ કરવી જોઇએ નહિ. ઉલટું તેની સાથેના ગૂંચવાડામાંથી તો તેણે ધીમે ધીમે તેનું જૂનું કરજ પતાવી દઇ નીકળી જવા તજવીજ કરવી જોઇએ. મંડળી જ્યાં સુધી પોતાની જરૂરીઆત પૂરી પાડે ત્યાં સુધી તેણે મંડળી પાસેથીજ જોઇતું કરજ લેવાનો વહિવટ રાખવો ઘટે છે. અને તે છતાં તેને પોતાને બહારથી કરજ કહાડવાની જરૂર જણાય તો તેણે મંડળીની કમિટીને પૂછવું જોઇએ. અને તે તેને કરજ કહાડવા માટે સલાહરૂપે જે કાંઇ કહે તે સાંભળવું જોઇએ. આ રીત મંડળીના મેમ્બરો રાખે તો મંડળી એક કરજ કહાડવાની શાહુકારી પેઢી છે એ માન્યતા જતી રહી તે એક જરૂરી અને મેમ્બરોનું હિત જાળવનાર સંસ્થા છે એમ તેને લાગશે. અને મંડળીની લોકપ્રિયતા પણ વધશે.

## (૨) મંડળીના મેમ્બરોની થાપણની ન્યુનતા.

આપણી મંડળીઓ પોતાનો કારભાર મોટે ભાગે મંડળી બહારના શાહુકારના તેમજ મધ્યસ્થ બેંકના કહાડેલાં કરજથી ચલાવે છે. તેમની પાસે મેમ્બરની થાપણો ઘણી ઓછી હોય છે. તેનું ખાસ કારણ તો એટલુંજ જણાય છે કે આ થાપણો ભેગી કરવા ઉપર મંડળીની કમિટી તથા મંડળીના મેમ્બરોનું ખાસ ધ્યાન હોતું નથી. હાલ જે કાંઇ જૂજ થાપણો જોવામાં આવે છે તે મોટે ભાગે કરજ ધીરતી વખતે ફરજીયાત કાપી લેવાતી થાપણોની રકમ છે.

મંડળીમાં મેમ્બરની થાપણ કેટલી છે એ મંડળીના વહીવટમાં એક મહત્વની વાત છે. મેમ્બરો પોતેજ પોતાની મંડળીમાં પોતાના પૈસા જમા કરાવતા અચકાય તો મંડળી બહારના માણસને તેમાં પૈસા જમા આપતાં પણ આચકો કેમ ન આવે ? એવું પણ કોઇ કોઇ વખત જોવામાં આવે છે કે મંડળીના મેમ્બરો પોતાની બચત કોઇ નક્કી કરેલા શાહુકારને ત્યાં અનામત મુકે છે, અને ત્યાંથી તે જોઇતી ઉપાડે છે. આ પણ મંડળીના મેમ્બરને તેમજ મંડળીને નીચુ જોવડાવનારૂં છે. જ્યાં સુધી આવી સ્થીતિ કાયમ રહેશે, ત્યાં સુધી મંડળીમાં મેમ્બરોની થાપણ વધશે નહિ. મંડળીના દરેક મેમ્બરને "મારી મંડળી" એવું અભિમાન થવું જોઇએ; અને તેણે પોતાની બચત પણ પોતાની મંડળીમાં મૂકવી જોઇએ કે જેથી બીજા માણસો પણ તેનો દાખલો લઇ મંડળીને થાપણો આપતાં અચકાય નહિ. મંડળીઓએ પોતાના કામકાજની એવી પદ્ધતિ રાખવાની છે કે વખત જતાં તે પોતે પોતાના પગ ઉપર ઉભી રહી શકે. બહારના કરજની તેને બહુ જરૂર રહે નહિ. અને જરૂર પડે તોપણ તે કરજ મંડળીની શાખને લીધે તુરત મળી શકે. આ સ્થીતિ લાવવા જે કરવાનું છે તે મંડળીના

મેમ્બરોના હાથમાંજ છે. તેઓ પોતેજ પોતાની થાપણો થોડે થોડે કરી મંડળીમાં ભેગી કરવા તેમજ પોતાની બચત પણ મંડળીમાં જમા કરાવવા તરફ નજર રાખે તો મારી ખાત્રી છે કે મંડળીઓ પોતાના મેમ્બરોની થાપણો ઘણી ભેગી કરી શકશે, અને એ રીતે મંડળીઓ વખત જતાં પોતાનીજ મુડીથી પોતાનો વ્યવહાર ચલાવતી આપણે જોઇશું.

---

## ( ૩ ) મંડળીના મેમ્બરોમાં કરકસર કરવાની ટેવનો અભાવ.

કરકસર કરતાં શીખવું એ મંડળીનો ખાસ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે તો ગુજરાતની મંડળીઓના મેમ્બરો આ પાઠ શીખ્યા છે કે! અગર તે ઉદ્દેશ પ્રમાણે વર્તન કરે છે કે કેમ એ જોવાનું રહે છે. ખરી રીતે જોતાં તો એક પણ મંડળીના મેમ્બરોએ આજ સુધીમાં આ રીત ગ્રહણ કરી હોય એવું હું માનતો નથી.

પોતાની ખરી જરૂરીઆત પૂરતુંજ ખર્ચ કરવું અને બાકીનું બચત રાખવું અને તે બચત રાખેલું પોતાની ખરી વખતે કામ આવશે તે સારૂં તે થોડે થોડે કરી ભેગું કરવું એ ભાવના મંડળીના સભાસદોનાં જ્યાં સુધી ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી મંડળી કહાડી કરવા ધારેલા ફાયદા નહિ જેવાજ છે. મંડળીના મેમ્બરોને લગ્ન, બારમું વગેરે અવસરો વખતે ગજા પ્રમાણેજ ખર્ચ કરવા અને જરૂર પુરતુંજ કરજ લેવા કહેવાની મંડળીની ફરજ છે અને તે પ્રમાણે ચાલવું મેમ્બરને પણ જરૂરનું છે, આ અને આવી સામાન્ય વાતો મંડળીના મેમ્બરો લક્ષમાં રાખી વર્તન કરે તો મંડળીના મેમ્બરો પોતાનું ખોટે માર્ગે જતું કેટલું નાણું બચાવી શકે અને પોતાને કેટલો લાભ કરી શકે તેનો અંદાજ કહાડવો મુશ્કેલ નથી. આપણામાં કહેવત છે કે કરકસર તે ત્રીજો ભાઇ છે. વિચાર કરી બચત કરનાર માણસજ ખરો સુખી છે. એવો માણસ પોતાના બળ ઉપરજ ઝુઝે છે અને ખરો સ્વાશ્રયી થઇ શકે છે. આપણે આપણી મંડળીઓનું હિત ચહાતા હોઇએ, આપણી મંડળીના મેમ્બરોને ગરીબાઇમાંથી અને કરજના ડુંગરમાંથી બહાર કહાડવા ઇચ્છતા હોઇએ, આપણે તેમને સ્વાશ્રયી થએલા જોવાની ઉમેદ રાખતા હોઇએ તો તેમને કરકસર કરવાની ટેવ પડે એ રીતે આપણે તેમની સાથે કામ લેવું જોઇએ અને તેમને આડે રસ્તે જતા અટકાવવા જોઇએ. આ વાત હરેક મંડળીએ ધ્યાનમાં રાખી કરકસર કરવાની ટેવનો હાલમાં જોવામાં આવતો અભાવ તકીદે દૂર થાય એવાં પગલાં ભરવાં ઘટે છે અને તે થશે ત્યારેજ મંડળીઓની ખરી મહત્વતા જોવામાં આવશે.

---

## (૪) કરજ ધીરવાની ખામીભરેલી રીત.

મંડળીના મેમ્બરો કરજ માગણાની અરજીઓ આપે તે વખતે કયા કારણસર કરજ જોઇએ છે. તે તેમણે સ્પષ્ટ જણાવવું જોઇએ એ પ્રમાણેની પેટા કાયદાથી તેમના ઉપર ફરજ નાખવામાં આવી છે. અને કમિટીએ પણ તે કારણ ખરૂં છે કે નહિ તેની તપાસ કરી જો કરજ માગવાનું કારણ વ્યાજબી હોય તોજ કરજ આપવાનું છે. સાચી હકીગત મંડળીને જાહેર કરવી અને નાણું મેળવવું એ સહકાર્યતાનો સાદામાં સાદો સિદ્ધાંત છે; છતાંએ આપણી ઘણી ખરી મંડળીઓના મેમ્બરો ભાગ્યેજ કરજ માગવાનાં ખરાં કારણ જણાવવાની દરકાર રાખે છે. અને કમિટીમાં તો તેની તજવીજ જવલેજ થાય છે.

કરજ માગવાનાં કારણો મંડળીના સેક્રેટરી મોટે ભાગે, "બળદ લાવવાનું" "ખેતીખર્ચ" અગર એવાં કાંઇ ભળતાંજ પોતાની મેળેજ લખી કહાડે છે. અને કમિટી તે હકીકત ખરી છે કે નહિ અગર તે બરાબર ન લખાયાથી મંડળીના કામકાજ ઉપર તેની શી અસર થાય છે તે ભાગ્યેજ સમજે છે. આ સ્થિતી શોચનિય છે. આ રીતથી તો સહકાર્યના એક મુખ્ય નિયમનું ઉલંઘન થાય છે. મેમ્બરોને કરજની જરૂરીઆત અને તેનાં કારણો જાણ્યા વગર પૈસા ધીરાય છે અને સરકારે મંડળીને ધીરેલું કરજ વસુલ કરવા જે કેટલાક ખાસ લાભ આપેલા છે તે પણ મંડળી ગુમાવે છે. મંડળીની કમિટીવાળાઓ કરજ માંગણાની અરજી આવે કે તુરતજ ખરૂં કારણ જણાવવા મેમ્બરને ચોકખું કહેવું જોઇએ. અને તે બાબત તજવીજ કર્યા બાદ કારણ ખરૂં ન જણાય તો તેવા મેમ્બરને કરજ ધીરવું પણ ન જોઇએ. કરજ પાછું વાળવામાં

વાંધો નથી એટલીજ ખાત્રી કરી એટલે કમિટીની ફરજ અદા થઇ એ સમજવું ભુલ ભરેલું છે. આ રીત અહણ કરવાથી મંડળીના મેમ્બરો મંડળીને સાચી વાત કહેતાં શીખશે. અને વ્યાજબીજ કરજ મંડળી પાસેથી મેળવી શકશે અને તેથી સહકારનો નિયમ પણ ખરી રીતે જળવાશે. અને એવા મેમ્બરોની બનેલી મંડળીની માન પ્રતિષ્ઠામાં પણ વધારો થશે. હાલ જોવામાં આવતો વહીવટ કેવળજ ખોટો છે. અને તે એકદમ બંધ કરવાની જરૂર છે.

---

## (૫) વ્યવસ્થાપક કમિટીનો ખાત્રી ભરેલો વહીવટ.

સહકારી મંડળીઓનું તમામ કામ મોટે ભાગે મંડળીએ નિમેલી વ્યવસ્થાપક કમિટીએ કરવાનું છે, તે કેટલીક મંડળીઓ તો જાણતીજ નથી. પરિણામે મંડળીના સેક્રેટરી ઉપરજ તેમને આધાર રાખવો પડે છે એટલે તે કહે તેજ ખરૂં એમ માની કમિટીનું કામ ચલાવવામાં આવે છે. એટલે સેક્રેટરીજ એક મંડળી ચલાવનાર અધિકારી જેવો લેખાય છે, અને તેની મુનસફી પ્રમાણે બધું કામ ચાલે છે. ગુજરાતમાં ઘણીખરી ગામડાંની મંડળીઓમાં આ સ્થીતિ છે. વળી કેટલીક મંડળીની કમિટીના મેમ્બરો પણ પેટાકાયદા અને સહકારીતાના નિયમોથી અજ્ઞાન હોવાથી તેઓ પણ પોતાનું કામ બરાબર કરી શકતા નથી અને તેથા ઘણું કામ કાયદા વિરૂદ્ધ અને સંતોષ ન આપનારૂં જોવામાં આવે છે. મંડળીની આ સ્થીતિ કેવળ ન સહન થાય એવી છે, મંડળીની કમિટીના મેમ્બરો પોતાની ફરજ ન સમજે, તેમણે શું કામ કરવાનું છે, તેમની શું જવાબદારી છે તેનો તેઓ વિચાર ન કરે તો પછી મંડળીનું બંધારણજ શા કામનું ?

મંડળીની કમિટી, એ મંડળી પૈકીના તમામ મેમ્બરોએ પસંદ કરેલા મેમ્બરોનું મંડળીનો કારભાર ચલાવનારૂં નાનું જવાબદાર મંડળ છે અને તેમણે મંડળીનું તમામ કામકાજ, પોતાની ફરજો અને જવાબદારીઓ સમજવી જોઇએ. મંડળીના સેક્રેટરી કે બીજાઓ ઉપર આધાર રાખવો જોઇએ નહિ.

મંડળીના લેવડદેવડ, મંડળીના ચોપડા, મંડળીના પેટાકાયદા વગેરે ઉપર જો મંડળીની કમિટીઓ પૂરતું લક્ષ આપે તોજ મંડળીનો કારભાર બરાબર રીતે ચાલે; મંડળીના મેમ્બરોને રીતસર કામ કરવાનો મહાવરો થાય, અને આ હિલચાલનું ખરૂં સ્વરૂપ તેમના લક્ષમા સારી રીતે આવે; અને સહકારી મંડળીઓ સ્વરાજ્ય મેળવવાનું પ્રથમ પગથીઉં કહેવામાં આવે છે તે વાત પણ સાચી પડે. આ બાબત સહકારના નેતાઓનું પણ ધ્યાન ખેંચાયલું છે. અને તેથા કમિટના મેમ્બરોને પોતાની ફરજ અને જવાબદારીઓ તથા સરકારના સિદ્ધાંતો સમજાવવા એક યોજના પણ ઘડવામાં આવી છે. આ યોજના અમલમાં મૂકાયાથી મંડળીના વહીવટમાં દેખાતી ઘણી ખામીઓ દૂર થશે એવી ઉમેદ રાખવામાં આવી છે.

ગુજરાતની મંડળીઓની ખાસ ખામીઓ પૈકીની કેટલીક તેના શુદ્ધ સ્વરૂપમાં જણાવવા પ્રયત્ન કર્યો છે એટલી પણ ધ્યાનમાં રાખી તે સુધારવા યત્ન કરવામાં આવે તો ગુજરાતની મંડળીઓ આ અમલને દીપાવશે એટલું કહેતું વધારે પડતું નહિ ગણાય.

સહકારી હિલચાલે પાશ્ચાત્ય દેશોમાં ઘણું સારૂં કામ કર્યું છે અને તે આ દેશનું ભલું કરનારી એક સર્વ માન્ય યોજના છે એમ એક અવાજે સ્વીકારવામાં આવ્યું છે. તેના સબંધમાં નામદાર શહેનશાહે દિલ્હી દરબાર વખતે કહાડેલા ઉદ્‌ગારો દરેક મંડળીએ સોનેરી અક્ષરે લખી રાખવા ઘટે જે. તેઓ નામદાર બોલ્યા હતા કે "સહકારીતાની રીત સંપૂર્ણ રીતે દાખલ કરી ઉપયોગમાં લઇ શકાય તો આ દેશના ખેડુતોને સારૂ હું વિશાળ અને ઝળકતું ભવિષ્ય જોઉં છું"

ગુજરાતની મંડળીઓ સહકારીતાની રીત સંપૂર્ણપણે સમજે અને તે પ્રમાણે પોતાની વ્યવસ્થા રાખે તો નામદાર શહેનશાહના શબ્દો ખરા પડતા શી વાર લાગે ?

તા. ૧૮-૧૧-૨૧

અસ્તુ.

ખેતીની સુધારણા માટે ધીરધાર સીવાય કઈ કઈ દિશામાં ખાસ પ્રયાસ કરવાની જરૂર છે ?

(ક) નવી ઢબના ઓજારો વધારે વપરાતા થાય તે માટે મંડળીઓએ અને સરકારી ખાતાંઓએ શું કરવું જરૂરનું છે ?

(ખ) ખેતરોમાં પાણી પુરું પાડનારી મંડળીઓ કયા કયા ભાગમાં અને કેવી ઢબ ઉપર સ્થાપવામાં આવી હોય તો ફત્તેહમંદ થઇ શકે ?

(ગ) ખેતીના માલના વેચાણની મંડળીઓને કઇ કઇ મુશ્કેલીઓ નડે તેવું છે ? અને તે દૂર કરવાને માટે શું કરવુ જોઇએ ?

લેખકઃ—ભીમભાઇ મોરારજી દેસાઇ.

આ ઉપલો વિષય એટલો મોટો છે કે તેમાં સહકારથી જેટલું કરીએ અને કરવા માંગીએ તેટલું ઓછું છે. સહકાર સિવાય પણ ઘણી બાબતો છે જેનાથી ખેતીમાં સુધારણા થઇ શકે તેમ છે. પરંતુ આજનો આપણો વિષય ખાસ સહકાર સંબંધી હોવાથી તેના ઉપરજ ધ્યાન આપવામાં આવશે.

(ક) ખેડમાં સુધરેલી ઢબનાં ઓજારો વધારે વપરાતાં થાય તેને માટે સહકારી મંડળીઓ તથા ખેતીવાડી ખાતાંએ દરેક રીતે મદદ આપવાની જરૂર છે.

સાધારણ ખેડુત પાસે દેશી હળ, ફડકો, કરબ, કરપી વગેરે સામાન્ય દેશી ઓજારો કેટલાક સારા ભાગમાં હોય છે. પરંતુ દિલગીરીની વાત એ છે કે કેટલીક જગ્યાએ ( માંડવી, પારડી, વલસાડ વીગેરે સ્થળે) સારૂં હળ પણ કેટલીક કાળી પરજ પાસે પુરતું હોતું નથી. તેવી જગ્યાએ "સહકારી મંડળીઓ" પણ વિશેષ છે અને જ્યાં ન હોય ત્યાં આગળ તેમને કામ કરવાનો પુરતો અવકાશ છે. એ મંડળી મારફતે દેશી ઓજારોનો એક સટ દરેક ગામે રાખવામાં આવે તો તે ખેડુતોને પુરતો લાભ મળી શકે. એનો વપરાશ બરાબર શીખવવાને જ્યાં જ્યાં જરૂરીઆત લાગે ત્યાં ત્યાં ખેતીવાડી ખાતા તરફથી ઓવરસીઅર તથા કામગારોની મદદ ખેતીવાડી ખાતા તરફથી અપાય એવી ગોઠવણ થવી જોઇએ.

ઉપર બતાવેલાં દેશી ઓજારો ખાસ કરીને ચોમાસાનાં ફકત ટુંક સમયને માટે ઉપયોગી થઈ પડે એવાં છે. પરંતુ ખેડુત વર્ગને જ્યારે બીજી મોસમમાં અવકાશ હોય છે તે વખતે આ ઓજારો ચાલી શકતાં નથી. માટે સુધરેલી ઢબનાં હળો, કરબો, વીગેરે જો વાપરવામાં આવે તો ખેતીની આવતી મોસમની તૈયારી સહેલથી અને ઘણી સરસ રીતે થઇ શકે.

સુધરેલાં હળો જ્યાં સુધી આપણાં દેશી કારીગરો જોઇતાં બનાવી શકતા નથી ત્યાં સુધી વિલાયતી હળોનો ઉપયોગ કર્યા સિવાય છુટકો નથી. અત્રે જણાવવું જરૂરનું છે કે સતારામાં દેશી કંપની જેવી કે " કીર્લોસ્કર બ્રધર્સ " અને બીજી કલકત્તા વીગેરે જગ્યાએથી દેશી પેઢીઓ આ દિશામાં પ્રયત્ન કરી રહી છે. પરંતુ અનુભવ ઉપરથી તેઓનું કામ હજી એટલું થયું નથી કે વિલાયતી ઓજારોની આપણને જરૂરીઆત ન પડે. ગુજરાતના જુદા જુદા ભાગોમાં જુદી જુદી જાતના વીલાયતી હળો, કરબો, દંતાળ વીગેરેમા અજમાયશ ખેતીવાડી ખાતા તરફથી કરવામાં આવે છે. અને જુદી જુદી મોસમે તેનો બરોબર ઉપયોગ થઈ શકે એમ છે; જેવાં કે " હિંદુસ્તાની, મોનસુન, મેસ્ટન વીગેરે હળો ઉત્તર ગુજરાત (ખેડા, પંચમહાલ અને અમદાવાદ)માં ચોમાસામાં તેમજ બાજરી, કોદરા પછીની ખેડમાં ઘણું સારૂં કામ કરે છે. અને જમીન તૈયાર કરે છે. જમીનની પોપડી તોડવામાં, ઢેફાં ભાંગવામાં, ખાતર જમીનમાં બરાબર મિશ્રણ કરવામાં "ડીસ્ક હેરો"નો ઉપયોગ ઘણો અસરકારક છે. શિયાળે, ઉનાળે, "બી. ટી., સી, ટી., અને ગેલો" હળોનો ઉપયોગ પડતર જમીનમાં, નવી જમીન તોડવામાં, બાગાયતી જમીનમાં તેમજ ખેડાણ જમીનમાં ચાર પાંચ વર્ષને આંતરે કરવો લાભ દાયક છે. મોટા પાયાપર ખેડાણ કરવું હોય તો "ટ્રેકટરો તથા સ્ટીમએન્જીનો" થી ચાલતાં હળોનો ઉપયોગ કરવો

ઠીક પડે છે ખેડાજીલ્લામાં નવી જમીન તોડવામાં સ્ટીમ એન્જીનથી ચાલતાં હળે ઘણું સારૂં કામ કર્યું છે તે જેમણે જોયું હશે તેમને તેના ઉપયોગની ખાત્રી થઇ હશે. તેમજ ઘાસ તથા બાજરી, જુવાર વગેરે કાપવામાં "મોવર તથા રીપરો"નો ઉપયોગ સારો અને સસ્તો પડે છે. ઓલ-પાડી ઘઉં કાઢવા માટે ચક્રરોનો ઉપયોગ ધોળકા, ધંધુકા, વીરમગામ, દાહોદ, તાલુકામાં ઘણો થઇ શકે એમ છે. અને મકકાઈ કાઢવાના યંત્ર (કોર્ન શેલર) દાહોદ ઝાલોદમાં અગત્યનું કામ સસ્તી કિંમતમાં કરે છે.

એ ઉપરાંત બાગાયત ખેતીમાં સુધરેલાં ઓજારોનો ઘણો સારો ઉપયોગ થઈ શકે એમ છે. અને ઉપર બતાવેલાં ઓજારો કરતાં ઓઇલ એન્જીન, પંપરીજર, કેન ક્રશર (શેરડી પીલવાનું લોઢાનું કોલું-ચીચોડો) સુધરેલી ઢબની ચુલ વગેરે પણ વધારે ઉપયોગમાં આવે છે.

આ ઓજારોનો બરાબર ઉપયોગ શીખવવા માટે વખતો વખત સરકારી ફાર્મોપર તેમજ દરેક તાલુકાના સારા ગામે પ્રદર્શન વખતે ખેતીવાડી ખાતાનાં માણસો ખંતથી પ્રયત્નો કરી રહ્યાં છે. અને એ પ્રયાસ જારી રાખવામાં આવશે. ખેડુતોની નાણાં સંબંધી સ્થિતિ જોતાં દરેક ખેડુત આવાં ઓજારો એકલે હાથે ખરીદી શકે નહિ, એ વાત માનવા જોગ છે. પરંતુ ચાર પાંચ ભેગાં મળી અને છેવટ તેમ ન બને તો આખા ગામ મારફતે અગર જ્યાં જ્યાં "સહકારી મંડળીઓ" હોય ત્યાં ત્યાં ઓછામાં ઓછો એક એક નમુનો સહેલથી રાખી ગરીબ ખેડુતોને લાભ આપી શકે અને એ દિશામાં સહકારી મંડળીએ તથા ગામ લોકોએ પ્રયત્ન કરવો ખાસ જરૂરનો છે.

ઓજારોની કિંમત તથા વપરાતા ભાગની કિંમત વસુલ કરવા જુજ ભાડું ઠેરવી સભાસદોને આપવાં અને બીન સભાસદો પાસે બેવડું ભાડું લેવું આવી જાતના ઓજારો ભાડે આપવાની ડેપો દક્ષિણમાં તથા ગુજરાતના પંચમહાલ જીલ્લામાં અગત્યનું કામ કરી રહી છે.

આ ઓજારો સંબંધી વિશેષ ધ્યાન ખેંચવાની જરૂરત એ છે કે હાલની મજુરોની તાણ તથા મોંઘવારી કેટલેક અંશે કમી થઇ શકે છે. તો ખેડુત ભાઇઓએ આ વાત ધ્યાનમાં રાખવા જોગ છે. જે જે સોસાયટીઓ તથા ગામો આવાં ઓજારો રાખશે તેમને વખતો વખત જોઇતો અનુભવ આપવા ખેતીવાડી ખાતાના માણસ જાતે બતાવી કામ કરાવી, દાખલો બેસાડી આપશે. તેમજ એ ઓજારોનાં ઘસાઇ જતા ભાગો ખેડુતને મેળવી આપવામાં તથા ભાંગેલા ભાગો સુધારવામાં જોઇતી મદદ કરશે. તે ઉપરાંત જે જે ગામે "સહકારી મંડળો" ન હોય તે તે ગામે આપણી પુરાણી "સાંટલ"ની પદ્ધતિનો પુનરોદ્ધાર કરવો ખાસ અગત્યનો છે. એ રીતે પણ કેટલાંક ઓજારો ખેડુતો ખરીદી લાભ લઇ શકે.

(ખ) ખેતરોમાં પાણી પુરૂ પાડનારી મંડળીઓ કયા કયા ભાગમાં અને કેવી ઢબ ઉપર સ્થાપવામાં આવી હોય તો ફતેહમંદ થઇ શકે ?

હિંદુસ્તાનમાં ખેડ અને ખાતર સિવાય ખેતી સુધારણા માટે પાણીનો સવાલ ખાસ ધ્યાન ખેંચનારો છે. ટુંકમાં એમ પણ કહી શકાય કે હિંદુસ્તાનમાં અને તેમાં ખાસ કરીને ગુજરાતમાં ખેતીનો આધાર ચોમાસાના વરસાદ ઉપરજ રહેલો છે, અને જે વરસાદ પડે છે, તેનો સારામાં સારી રીતે ખેડુત જમીનમાં જેટલો સંગ્રહ કરીને રાખે તેટલો માલ વિશેષ પકવી શકે. આ બાબતમાં કુદરતી વરસાદનો વધુમાં વધુ લાભ કેવી રીતે લઈ શકાય, તેના પ્રયાસો સુરત ફાર્મપર કરવામાં આવેલા છે. અને અમારી ખાત્રી છે કે જેઓ એ અખતરાના તુલ જોશે તેઓને સંપૂર્ણ સંતોષ થશે. આ અખતરાઓ કાળી ખેતી (અગર ખરીફ તુલો) ઉપર અજમાવેલા છે. પરંતુ પાણીનો સવાલ બાગાયત ખેતીમાં તે કરતાં પણ ઘણો ગહન છે. બાગાયત તુલો આ ગુજરાતમાં ગોરાટ, ગોરાડુ, ભાઠા તથા રેતાળ જમીનમાં કરવામાં આવે છે. કારણ કે, કાળી જમીન કરતા એ જમીનમાં પાણીનો સંચાર સારી રીતે છે. તેથી એવી જમીન પીતને **વિશેષ** લાયક છે. અને તુલો વધુ ત્વરાથી સારાં થાય છે.

ગુજરાતમાં ખાસ કરીને પાણીના સાધનોમાં મુખ્ય સાધન કુવાઓનું છે. તેમાં માત્ર ગણ્યા ગાંઠ્યા કુવાઓ સિવાય એકથી બે કોસનું અગર એક રેંટના પુરતું પાણી આપી શકે છે. અને ખેડુતોને મોટે ભાગે તેનોજ આશ્રમ લેવો પડે છે. તેથી પીતની ખેતી વધુ પ્રમાણમાં થઈ શકતી નથી. જરૂરત પડે, માણસો તથા બળદની મદદ એક બીજાને સાંઢલથી કરવાથી

ખેડુતો આવાં તુલો સહેજ વધારે પ્રમાણમાં કરી શકે. પરંતુ મોટા પાયા ઉપર બગાયત તુલો કરવાને અખૂટ પાણીના કુવાઓ ઉપર તેમજ નદીના કાંઠે "ઓઇલિ એંજીન અને પંપ"નો ઉપયોગ કોસ કરતાં સહેલો, વેળાસર, અને માત્ર અર્ધી કિંમત કરતાં પણ ઓછા ખર્ચે થઈ શકે. અને એવા પંપના ભાગીદારો એકસંપ થઇ કામ કરે તો અવસ્ય મોટો લાભ મેળવે, અને પોતાનાં ખેતરો તેમજ પાડોશીનાં ખેતરોમાં થોડે નફે પાણી પુરૂં પાડી શકે. પરંતુ પુરતી જમીન આજુબજુમાં ન હોય તેવા ગૃહસ્થોએ એ સાહસ ખેડવું મુશ્કેલ છે. એવા એંજીનોની સાથે લોટ દળવાની ઘંટી, ચોખા ખાંડવાનો સંચો, કડબ કાપવાનું યંત્ર, ગુવાર તથા કઠોળ ભરડવાની તથા દાળ પાડવાની ઘંટી, શેરડી પીલવાનું કોલું, કપાસ પીલવાનાં જીન વિગેરે જેની વિશેષ જરૂરત હોય તેવા સાંચા સાથે રાખી કામ કરવામાં આવે, તો એંજીનનું તમામ ચાલુ ખર્ચ કાઢવા ઉપરાંત ખેડુતોને વિશેષ સવડકારક અને ફાયદાકારક નીવડે.

મોટા પાયાપર પીયતના તુલો જ્યાં નહેરો હોય ત્યાંજ થઈ શકે. એવી નહેરો ગુજરાતમાં ફક્ત નામનીજ છે. અને પ્રાંતીજ તથા ખારીકટ નહેર જે ઉત્તર ગુજરાતમાં હયાત છે, તે બારે માસ પાણી પુરૂં પાડી શકે તેમ નથી. પ્રાંતીજ તથા દસક્રોઇની જમીનમાં બાગાયતી તુલો તથા ફળ ઝાડો સારાં થઈ શકે તેમ છે. પરંતુ નહેર બારે માસ જીવન્ત પાણી આપી શકે એમ નથી. માટે એ નહેરોને જોઇતું પાણી પુરૂં પાડવા વિશેષ પાણીનો સંગ્રહ કરવાની યોજના ધ્યાન આપવા જોગ છે. હાલ તુરત સોનાસણ, પ્રાંતીજ, સલાલ વિગેરે આજુબાજુના સત્તર ગામોમાં, તેમજ દશક્રોઇ તાલુકાના અસલાલી, વીવા, જેતલપુર, બારેજા, નવાગામ વિગેરે અગીઆર ગામોમાં ખાસ કરીને ડાંગરના પાકને પાણી આપવામાં આવે છે. તેથી ફક્ત એ બે સ્થળોએ ખેતરમાં પાણી પુરૂં પાડનારી મંડળીઓ સ્થાપવાનો અવકાશ છે. તેમજ સાબરમતી-માંથી પાણી લેવાનો પંપ કાસંદરા તથા ફત્તેહવાડી વિગેરે ગામોમાં રાખવામાં આવેલો છે. તો ત્યાં આગળ પાણી પુરૂં પાડનાર તથા પાણી લેનારાઓના હિત માટે મંડળી સ્થાપવી જરૂરની છે. કે જેથી ( ૧ ) ઓછા ખર્ચે ખેડુતોને પાણી મળી શકે. ( ૨ ) ઓછામાં ઓછું પાણી વાપરી વધારે જમીનમાં પાણી ફેરવી વધુ પાક લઇ શકાય. ( ૩ ) તેથી પાણી પુરૂ પાડનારને વિશેષ ઉપજ થવાથી સમગ્ર ખેડુતોને પાણીનો દર ઓછો આપવાનો સંભવ આવે. ( ૪ ) પાણી આપવા માટે જે નીકો કાયમની કરવામાં આવે તે થોડા ખર્ચે થઇ શકે અને પાણી ઝરી જવાનો વખત ન આવે.

આવી સોસાઇટીઓ જ્યાં જ્યાં નદીનાલામાં પાણી બારે માસ પોંચતું હોય ત્યાં અને જ્યાં બાગાયતી તુલો થતાં હોય અથવા જ્યાં જમીન તે થઈ શકે તેવી લાયક હોય, ત્યાં નીચલી ઢબ ઉપર કાઢવામાં આવે તો ફાયદાસર થઇ શકે તેમ છેઃ—

(૧) પાણી પુરૂં પાડનાર તથા પાણી લેનાર બને વર્ગના માણસો મંડળીમાં સભાસદ હોવા જોઈએ.

(૨) અગર જો બની શકે તો પાણી લેનાર સભાસદોનું મંડળ જોઇતી રકમ એકઠી કરી અગળ સભાસદ વાર શેરો કાઢી પોતેજ પાણી પુરૂં પાડવાનું કામ કરે તો વિશેષ ફાયદા-કારક નીવડે.

(૩) આવી મંડળીના શેરો ઓછામાં ઓછા સો રૂપીયાના રાખવા જોઈએ. અને તેના નાણાં ચાર વાર્ષિક હપ્તામાં વસુલ કરવાં.

(૪) એ દરમીઆન નાણાની જરૂર પડે તો કોઓપરેટિવ્હ ખાતા તરફથી લોન છ ટકાના વ્યાજે આપવી જોઈએ.

(૫) પાણીની વ્યવસ્થા સારી રીતે કરવા પાંચ નિખાલસ માણસોની એક વ્યવસ્થાપક કમીટી નીમવી અને તકરાર વખતે તેનો નિર્ણય છેવટનો ગણવો. તેમ છતાં એ લોકોના કાર્યની દેખરેખ મંડળીના ચેરમેન, સહકારી મંડળીના ઓડીટરો તથા ખેતીવાડી ખાતાના ડીસ્ટ્રીકટ મેંબરો રાખે અને જોઈતા સુધારા સંબંધી સલાહ આપે.

(૬) ખેડુતોને કિમંતી પાક ઉગાડવા માટે ઉત્તેજન આપવા બદલ શેરડી, કેળ, ફળઝાડો વિગેરે બારમાસી તુલનો દર ચાર માસી ડાંગર વિગેરે કરતાં ત્રણ ગણાંથી વધારે રાખવો નહીં.

(૭) ચાર માસી તુલો ડાંગર વિગેરે જે ખરીફ તુલો લેવામાં આવે, તેનો દર આપેલા પાણીના પ્રમાણપર રાખવો. કે જેથી ખેડુતો જોઇતું પાણી લે અને વધેલું પાણી બીજા પાક માટે વાપરી શકાય.

( ૮ ) બાંગાયતી ખેતીની સાથે બીજ, ખાતર વિગેરેની પણ વિશેષ જરૂરત પડે છે. તો કીંમતી બીનો તથા એરંડી અને કરડાઈ (કાસંબી)ના ખોળો તથા બનાવટી ખાતરો, જેવાં કે, સલ્ફેટ ઓફ્ અમોનીયા, સોડાનાઇટ્રેટ, વિગેરે મંડળી મારફતે સસ્તાભાવે ખેડુતોને જોઇતી વખતે ઘરને આંગણે મળી શકે.

( ૯ ) પાણીના કરનાં નાણાં માલ તૈયાર થયે એક માસની અંદર મંડળી મારફતે વસુલ કરવાં અને તે દર એવી રીતનો ગોઠવવો કે શેરો ઉપર દસ ટકાનું ડીવીડન્ડ આપતાં અને મંડળીનું ખર્ચ પુરૂં પાડતાં ઓછામાં ઓછો સાડા બાર ટકા નફો થાય, જે રીઝર્વ ફંડ તરીકે જમા રાખવામાં આવે જેથી મંડળીનું કામ સંગીન પાયાપર રહે.

( ૧૦ ) અગરતો પાણીના દર બદલ પાકનો ત્રીજો અગર ચોથોભાગ અનુકુળ પડે તેમ પાણી પુરૂં પાડનારી મંડળીએ લેવો. જેથી પાણી વેળાસર આપવાની કાળજી તેને રાખવી પડે, અને ખેડુત વર્ગને લાભ દાયક નીવડે.

(૧૧) જ્યાં આગળ સરકાર તરફથી પ્રાંતિજ તથા દશ ક્રોઇમાં પાણી આપવામાં આવે છે, ત્યાં પાણી લેનાર ખેડુતોનું એક મંડળ સ્થાપવું. અને તેમાંથી ચુંટેલા ગૃહસ્થો, તાલુકાના મામલતદાર, ઇરીગેશનલ ખાતાના સબ–ડીવીઝનલ ઓફીસર તથા ખેતીવાડી ખાતાના ઓવ્હર-સીયર, એવા ૭ માણસોની કમીટી મારફતે પાણી આપવાનું ગોઠવાય તો પાણીનો ઉપયોગ જોઇતો જ થાય, અને વધારે જમીન પર પાણી પહોંચી શકે.

(૧૨) દરેક ગામે ગ્રામ્ય સંસ્થાઓ હોય તો ઉપલી કમીટીનું કામ સરળ થઈ શકે, અને ગામના લોકોને જે કાંઇ દાદ કરવી હોય તે ગામના સેક્રેટરી તથા ચેરમેન મારફત કરી શકે.

(ગ) ખેતીના માલના વેચાણની મંડળીઓને કઇ કઈ મુશ્કેલીઓ નડે તેવું છે? અને તે દુર કરવા માટે શું કરવું જોઇએ?

માલના વેચાણનો સવાલ ઘણોજ અગત્યનો છે. એક બે હાથે ખેડુત માલ વેચવામાં ઘણો ઠગાય છે. માટે માલ વેચાણ કરવાની મંડળીઓ દરેક ગામે–અને તેમ ન બને તો ચાર પાંચ ગામના સમુદાયની હોવી જોઇએ. અને માલ વેચનાર એક કમીટી નીમવી જોઇએ. જેમાં ખેતીવાડી ખાતાના એક ઓફીસર તથા મંડળીના ત્રણ ગૃહસ્થો અને બે નિખાલસ વેપારીઓ હોવા જોઇએ. આવી મંડળીઓ રૂ, ગોળ તથા બગાયત તુલો, તેમજ શાક તરકારી, ડાંગર તથા બીજા ખરીફ અને રવી પાક વિગેરે વેચનારી, અનુકુળ સ્થળે સ્થાપવી જોઇએ. જેથી નીચેની મુશ્કેલીઓ દુર થાય.

(૧) વેપારી તથા દલાલ વર્ગ ઘણો ખરો ભાવચોરી રાખે છે. તે બનવા ન પામે. અને તેનો લાભ ખેડુત વર્ગને મળે.

(૨) માલની જાત પ્રમાણે ખેડુતોને યોગ્ય ભાવ મળી શકે, અને ચોખ્ખો માલ રાખવા માટે ખેડુત વર્ગ કળવાય, જેથી માલની આંટ વધે. આથી માલના જુદા વર્ગ પાડી તે પ્રમાણે વેચાણ થવાથી ખેડુત વર્ગમાં સારો માલ પકવવાની કાળજી અને ઉત્સાહ વધે.

(૩) તોલ તેમજ આડત વગેરે પરચુરણ લાગામાં ખેડુતો સેંકડે દસ બાર ટકા સુધીનું જે નુકસાન ભોગવે છે, તે દુર થાય, અને ખેડુતોને નિભય પણે માલ વેચવાની સવડ પડે. તેમજ ખેડુત તથા બળદનો જે કીંમતી વખત હાલ નકામો રોકાય છે, તે બચી શકે અને સારા ઉપયોગમાં વપરાય.

(૪) કાચો માલ રાખી (જેવો કે કપાસ) જીનવાળાઓ પીલી ઉતારાનો નફો તદ્દન ઉપલક લઇ જાય છે, તે ખેડુત વર્ગને મળી શકે. તેમજ મોટા સમૂહમાં પીલાણનો દર પણ ઓછો આપવો પડે તેની બચતનો લાભ ખેડુતોને મળે, અને જીનવાળા તરફથી વિશેષ સગવડ પણ મળી શકે.

(૫) વેપારી વર્ગને દલાલીનો ખર્ચ ન કરતાં મોટા પ્રમાણમાં જુજ મહેનતે સારો માલ કિફાયત ભાવે મળે. કારણ કે, માલનું વેચાણ જુદે જુદે હાથે થઈ અનેક વ્યક્તીઓનો નફો નકામો આપવો ન પડે.

(૬) આવી મંડળીદ્વારા ખેડુતોને વધુ વિશ્વાસ હોવાથી માલના નાણાંની અધીરાઈ રહેતી નથી. અને ગરીબ ખેડુતોને ખાસ જરૂરત હોય તેને માંહે માંહે નાણાં આપી અગર જુજ

રકમનો ઉપાડ કર્યાથી મોટા પાયાપર વેપાર કરી શકાય છે. અને તેથી ઉતાવળમાં માલ વેચી દેવાથી જે નુકસાન થાય છે, તે અટકાવી સારો બજાર મેળવી શકાય છે.

(૭) સારી જાતના માલનું વાવેતર મંડળીઓદ્વારા સહેલાઇથી ફેલાવી શકાય છે. અને સારો ભાવ ઉપજ થવાથી ખેડુત તથા વેપારી વર્ગ બન્નેની આંટ વધે છે. અને માલનો સિક્કો વેપારી વર્ગમાં ઉંચો મેળવી શકે છે.

(૮) ખેડુતોએ આવા મંડળીદ્વારા માલની કીમતના ૧૫થી ૨૫ ટકા નાણાની જે જરૂરત રહે તે વેપારી વર્ગ ઘણી ખરી જગ્યાએ મોટા પ્રમાણમાં માલ મેળવવાની આશામાં બીન વ્યાજે ધીરે છે. અને તેમ ન મળી શકે તો મંડળીદ્વારા જુજ વ્યાજે ઉપાડ સરકારી ખાતા તરફથી કરી શકે.

(૯) માલનું વેચાણ કરતી વખતે જેમ બને તેમ વધારે વેપારીઓ ભેગા થાય અને હરીફાઇ વધે તો સારો ભાવ ઉપજી શકે, અને ખેડુતોને તેનો લાભ મળી શકે. માટે અમુક સ્થળે વેપારી તથા ખેડુતોની મીટીંગ ભરી જાહેર લીલાંઉથી માલ વેચવો. જો તે વખતનો ભાવ કમીટીને કમી લાગે તો છેલ્લી માગણીએ માલ આપવો કે નહિ તે કમીટીના હાથપર રહેશે.

(૧૦) માલનું વેચાણ જેમ બને તેમ અમુક જથ્થામાં જુદા જુદા હપ્તાઓમાં જુદે જુદે વખતે કરવાથી ખેડુતોને સરેરાશ ભાવ સારો ઉપજી શકે છે, અને તેથી તેમને કમીટીના કાર્ય ઉપર વધારે વિશ્વાસ બેસે છે.

(૧૧) માલનું વેચાણ ન થાય અને સીલકમાં રાખવો પડે તો તેને માટે સ્ટોર રાખી માલની પુરતી કાળજી રાખવા બદલ કમીટી તરફથી નિમાયેલો કાર્યવાહક તેની વ્યવસ્થા કરશે. અને તેમાં જીવાત ન પડે તેને માટે જોઇતા ઇલાજ કરવા ખેતીવાડી ખાતાના માણસોની મદદ લેશે.

(૧૨) જે માલને આગ લાગવાનો સંભવ હોય, તેવાનો વીમો અવશ્ય ઉતરાવવો અગર જેમ બને તેમ વધુ હા ના કરી વેચી દેવો.

(૧૩) બહાર ગામની મોટી વેપારી પેઢીઓ તથા કોઓપરેટિવ ખાતાના સ્ટોરો સાથે કમીટીએ સારી સહાનુભુતી રાખવી. જેથી માલ વધારે પ્રમાણમાં સારા ભાવે ઉપાડ થઇ શકે.

(૧૪) માલ વેચાણ કરનારી મંડળીએ સભાસદો પાસે શેર લેવડાવવા અને તેમના માલનું વેચાણ કરવું. અને બીન સભાસદોનો માલ, તેઓ સાથે રહી વેચવા રાજી હોય, તો ફક્ત જુજ ચાર્જ લઇ જરૂર વેચી આપવો. કારણકે, જેમ માલનું વેચાણ મોટા જથ્થામાં થાય, તેમ મંડળીની આંટ વધે, સારો ભાવ ઉપજે અને તેનો નફો સભાસદોને મળી શકે. અને દિન પર દિન એમાં સભાસદો ઉમેરાવાનો વખત આવે. સભાસદ કદાચ એથી ન વધે તો પણ બીન સભાસદનો માલ વેચવાની મુદત જારી રાખવી.

આ બાબતમાં ખાસ પ્રમાણીક કાર્યવાહકોની જરૂર છે, એટલુંજ નહિ, પરંતુ જે વસ્તુઓ કે અનાજ અથવા શાકભાજી બગડી જાય તેવા હોય, તેનું તાબડતોબ વેચાણ થવું જરૂરનું છે. અને તેને માટે મોટાં શેહેરોમાં આડત રાખી વધારાનો માલ રેલો સાથે ગોઠવણ રાખી એકદમ બહાર માલ ચઢાવી દેવાનો પુરતો બંદોબસ્ત જોઇએ. નહિં તો, શાકભાજી વિગેરે માલ બગડી જાય અને ફેંકી દેવો પડે એટલુંજ નહિં, પણ ખેડુતોને જે પ્રમાણે હાલમાં પસ્તાગીઆઓ તથા દલાલો અને બીજા જેમ માલ ઉપર નાણાં ધીરે છે, તેમ નાણાંની જોગવાઇ પણ સોસાઇટીઓ મારફતે કરવાની જરૂર છે.

ઉપર (ક), (ખ) અને (ગ) માં જે બાબતો ઉપર વિચાર કરવાનો છે, તે ઉપરાંત ખેતીની સુધારણા માટે ઘણી દિશામાં પ્રયાસ થઈ શકે તેમ છે. સહકારી સરાફી મંડળીઓનું કામ આપણે ખાસ કરીને આગળ વધારવુંજ જોઇએ પરંતુ હવે વખત એવો આવ્યો છે કે આપણે એટલુંજ કામ કરીને બેસી રહો ચાલે તેમ નથી અને બીજા પાશ્ચાત્ય દેશોની માફક અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં જેમ થવા માંડયુ છે તેમ આપણે સહકારી સરાફી શિવાયની બીજી જાતની સોસાઇટીઓ કાઢવાની ખાસ જરૂર છે. તેમાંની કેટલીક અગત્યની બાબતો નીચે બતાવવામાં આવી છે.

(૧) સારૂ દુધ પુરૂં પાડનારી મંડળીઓ (ડેરી સોસાઇટીઝ)

(૨) મલાઇ " " " (ક્રીમરી સોસાઇટીઝ)

(૩) ઢોરનો પેદાસ કરીને ઉછેરનારી ( કેટલ બ્રીડસ અને રીઅર્સ સોસાઈટીઝ ).

ઉત્તર ગુજરાતનો ઘણોખરો ભાગ, અને તેમાં ખાસ કરીને ચરોતરને નામે ઓળખાતો ભાગ ઉપર બતાવેલી સોસાઇટીઓને માટે ખાસ અનુકુળ છે. અને જો ખાસ ધ્યાન આપીને તથા બનતી કાળજીથી આ કામ વધારવામાં આવે તો ચરોતર હિંદુસ્થાનનું ડેન્માર્ક થયા વિના રહે તેમ નથી. હાલમાં ચાલતી પધ્ધતીથી ચરોતરના સારાં જાનવરો મુંબઈમાં અને બીજા દુરના ભાગોમાં ખેંચાઈ જાય છે, અને પાછો તેનો દેશ જોવા પામતા નથી. તેમજ ત્યાંની ક્રીમરીઓને જ નફો થવો જોઈએ તે થતો નથી. ઉલટ તેનો નફો મુંબાઇના તથા અમદાબાદના માખણ બનાવી પરદેશ મોકલનાર વેપારીઓ ખાઈ જાય છે. આમ ક્રીમરીઓને સારો નફો નહિં થવાથી ખેડુતો કે જે આક્રીમરીઓને દુધ વેચે છે, તેમને પણ પુરતો નફો થતોનથી. આની સાથે ઢોરની પેદાસ કરવાનો તથા ઉછેરવાનો ધંધો પણ સંબંધ ધરાવે છે. અને જેને માટે આ ઉપલા ભાગના લોકોને સારી કુનેહ છે. તે તેમના ઢોરની ઓલાદ પણ વધારે સુધારી શકતા નથી. કારણ સારાં દુધના ઢોરો મુંબાઇનાં અને બીજા વેપારીઓ લલચાવનારી કીમતો આપી લઇ જાય છે. એટલે વધારે કેમ ઉત્પન્ન કરનારાં ઢોર ઉત્પન્ન કરવામાં પણ જે જોઇએ છે તે ખેંચાઈ જાય છે. અને ઢોરની ઓલાદ સુધારવાને બદલે બગડે છે.

(૪) ઢોરનો વિમો ઉતારનારી મંડળીઓ (કેટલ ઇન્સ્યુરન્સ સોસાઇટીઝ.)

આ બાબત ઉપર ફલિાહિદો નિબંધ વાંચવામાં આવનાર છે, એટલે એના સંબંધમાં વધુ વિવેચન અત્રે કરવાની જરૂર નથી.

(૫) ઘાસ-કચરૂં સંઘરનારી મંડળીઓ (ફોડર સોરેજ સોસાઇટીઝ)

સુરત જીલ્લા શિવાયના ગુજરાતના બધા જીલ્લાઓમાં આની ખાસ જરૂર છે. અને જો આવી ઘણી સોસાઇટીઓ નિકળે, તો આ ભાગને તે આશીર્વાદ સમાન થઇ શકે એમ છે. એટલુંજ નહિં. પરંતુ આ આખા ગામની અથવા તો તેના ગણા ભાગની ભાગીઆ હોવાથી હાલ જે આવી ગંજીઓને બદમાશો તરફથી આગનો ભય રહે છે. તે રહેવાનો સંભવ ઓછો છે. આ મંડળીઓને ઘણી મુદત રાખવાથી વખતે આવા વર્ષોમાં જો જુનું કચરૂં વેચવું પડે તો વખતે ખોટ જવાનો સંભવ રહે છે. જો કે હાલના સંજોગોમાં દર ત્રીજે વર્ષે દુષ્કાળ પડે છે, ત્યારે તો એમ બનવું મુસ્કેલ છે. છતાં જો કાંઈ ખોટ જાય તો સરકારે તેવે પ્રસંગે આ સોસાયટીને બાહેન્ટી આપવાની પણ જરૂર છે.

(૬) સારૂં બી તથા અનાજ પુરૂં પાડનારી મંડળીઓ (સીડ સોસાઇટીઓઝ)

આ સોસાઇટીઓ ખાસ કરીને કાળી પરેજના ભાગમાં તથા જ્યાં ખેડુતોની સ્થિતિ ગરીબ છે, ત્યાં ઘણી સધારે ઉપયોગી થઈ પડશે કારણ હાલની ચાલતી રૂઢી પ્રમાણે એ બાબત માં વાણીઆઓ અને બીજા લોકો **" જે બી બેવડું અને બાળકી દોઢી "**નો ધંધો કરે છે. તે આ ગરીબ ખેડુતોને ધોળે દિવસે લૂટે છે એમ કહીએ તો હરકત નથી. કારણ આમ કરવાથી ઘણી થોડી મુદતને માટે ખેડુતને ઘણું મોટું વ્યાજ આપવું પડે છે, એટલુંજ નહિ, પરંતુ બી તથા દાણો બન્ને ઘણી હલકી જાતના આપે છે, અને ખેડુતો તેનો હિસાબ રાખતા નહિ હોવાથી, સાહુકારે જેટલું તે તે ખાતે ઉધાર્યું હોય તેટલું જ આપવું પડે છે.

(૭) ખાતર પુરૂં પાડનારી મંડળીઓ (મેન્યુચર સોસાઇટીઝ).

દસક્રોઈ તાલુકામાં અને પ્રાંતીજમાં જ્યાં નેહેરથી ડાંગરમાં પાણી મળે છે, ત્યાં તથા બીજી જગ્યાએ દક્ષિણ ગુજરાતમાં જ્યાં બાગાયતી તુલો થાય છે ત્યાં જો આવી મેન્યુર સોસાઇટીઓ નિકળે, તો ખેડુતોને જરૂર ફાયદો થાય તેમ છે.

(૮) ચોખા ખાંડવાની તથા તેલ પીલવાની મંડળીઓ (રાઇસ હલીંગ અને ઓઇલ મેસીંગ સોસાઇટીઝ )–

હાલમાં મજુરીની તાણ ઘણી પડે છે. મજુર ત્રણ ઘણી મજુરીએ પણ મળતાં નથી. તેથી કરીને દળવાનું તથા ચોખા ખાંડવાનું કામ ઉંચ વર્ગના ખેડુતોને ઘણું મુશ્કેલ અને ખર્ચાળ થઈ પડયુ છે. અને તેથી તેવા લોકોને ડાંગેર તથા દળાવવાનું દળણ ઘણે લાંબે સુધી

લઈ જવાં પડે છે. માટે તેવી જગ્યાએ આવી મંડળીઓ થાય તો સારૂં છે. આવી મંડળીઓ ઉપર પાણીની બાબતમાં કહી ગયા તેમ પાણીના એંજીનો સાથે હોય તો સારૂં પરંતુ જ્યાં પાણી નહીં હોય, ત્યાં પણ સહકારી મંડળીઓથી ચલાવવામાં આવે તો ખેડુતોને મોટી સવડ થાય અને મંડળીઓને સારો નફો થાય.

(૯) ખેડુતોનો માલ વેચવાવાળી મંડળીઓ (સેલ સોસાઇટીઝ)

આ બાબત ઉપર (ગ) માં આવી ગયેલી છે. એટલે વધુ વિવેચન અત્રે કરવાની જરૂર નથી

(૧૦) આખા ગામો અથવા ઘણા ખેડુતો ભેગા મળીને ખેતી કરનારી સોસાઇટીઓ.

ગુજરાતમાં ઘણે ભાગે ખેડુતોની પાસે જમીનનો જથ્થો નાનો હોય છે. અને તે પણ ગામની બધી બાજુએ નાના નાના નંબરોમાં વહેંચાયલી હોય છે. એટલે તેના ઉપર પુરતી દેખરેખ રહેતી નથી. એટલુંજ નહીં, પણ ત્યાં ખેતીના કામે જવા આવવામાં ઘણો વખત ફોગટ જાય છે. અને તે સિવાય ઘણીક રીતે નુકશાન થાય છે. માટે જો આવા ગામના ખેડુતો સહકારી મંડળ સ્થાપી તેની મારફતે ગામની તમામ ખેતી કરે તો ગામને ઘણો મોટો લાભ થાય તેમ છે. તેમ કરવાથી ગામમાંના ઘણા લોકો બીજા ધંધા જેવાં કે નોકરી, વેપાર તથા હુન્નર કરવાને છુટા થઈ શકે. અને તેથી ગામની આવકમાં મોટો વધારો થાય.

(૧૧) ખેડુતોનો માલ—જેવો કે શાક ભાજી, દુધ વિગેરે એકઠો કરીને નજીકના બજારમાં પહોંચાડવાની સોસાઇટીઝ.

ખેડુતો ઘણે ભાગે મજુરને માથે દુધ તથા શાકભાજી શહેરોની આજુબાજુના પાંચપાંચ છ છ માઇલ સુધીના દુરના ગામોમાંથી મોકલાવતા આપણે જોઇએછીએ આથી, માલ શહેરમાં પોંચતો કરવાનો ખર્ચ ઘણો મોટો થાય છે. માટે જો સહકારી મંડળી કરીને દુધ, શાક, ભાજી તથા એવો માલ શહેરમાં મોકલવાનો બંદોબસ્ત થાય તો વધારે સહેલું પડે એટલુંજ નહીં પરંતુ ઘણા ખેડુતો તેમનું બીજું કામ સારી રીતે જોઇ શકે.

(૧૨) ખેડુતોને તેની જરૂરીયાતો સ્ટોર્સ ખોલી તે પુરી પાડનારી સોસાઇટીઓ.

આ બાબતમાં ખેડુતોને તેમની દરરોજની હાજતની જેવી કે, કપડાં, તેલ, ખાંડ, ગોળ, તથા જીંદગીની બાકીની ઘણીઘણી વસ્તુઓ લાવવામાં ઘણો વખત ફોકટ ગુમાવવો પડે છે. એટલુંજ નહિ પરંતુ તેમને તેમની પુરી માહિતી નહીં હોવાથી ભાવ તોલમાં વેપારીઓ ઘણું છેતરે છે. માટે જો સ્ટોર્સ કાઢીને તેમની જરૂરા વસ્તુઓ પૂરી પાડવામાં આવે તો ખેડુતોનો ઘણો બચાવ થાય.

જો ઉપર બતાવ્યા પ્રમાણે સહકારથી ખેડુતો પોતાનું કામ કરતા થાય, તો મને ખાત્રી છે કે આયર્લાંડ અથવા ડેન્માર્કની માફક ઘણા થોડા વખતમાં આપણા ખેડુતો સધન થયા વગર રહે નહીં.



# ખેડુતોના સહકારી શરાફી મંડળી સંબંધી પ્રશ્નો.

**લેખક—મણીલાલ એચ. દેસાઈ—ભરૂચ.**

**૧. ક નવી મંડળીની નોંધ થવા માટે શરૂઆતની થાપણ માટે જે મંડળ પોતાની પરમાવધી (Maximum Credit) રૂ. ૧૦૦૦૦ દશ હજારથી રૂ. ૨૦૦૦૦ વીશ હજાર સુધી રાખવા માંગતી હોય તેવી મંડળીએ શરૂઆતમાં દરેક સભાસદ પાસે રૂ. ૫૦ પચાસ પ્રમાણે ફી લેવી ને રૂ. ૫ પાંચ પ્રવેશ ફી લેવી.**

**રૂ. ૫૦૦૦ થી ૧૦૦૦૦ની પરમાવધીવાલી મંડળીએ રૂ. ૩૦ ફી અને રૂ. ૩ પ્રવેશ ફી લેવી.**

**રૂ. ૫૦૦૦ અંદરની મંડળીએ રૂ. ૨૫ ફીને રૂ. ૧ પ્રવેશક ફી લેવી.**

આ નિયમ કરાવવા જોઇએ.

રૂા. દશથી વીશ હજારની પરમાવધીવાળી મંડળીએ સભાસદોની સંખ્યા પ્રથમ દર્શનિક બનતા સુધી ૫૦ થી ઓછા સભાસદોથી ઓછી રાખવી નહીં જોઇએ. મોટા સારા ગામ હોય તેજ એટલી પરમાવધી માંગી શકે એતો સ્વભાવીક છે એટલે ૫૦ સભાસદો વધારે પડતા છે એમ ગણાય નહીં.

રૂા. પાંચથી દશ હજાર સુધીની મંડળીમાં ૩૦ થી ઓછા સભાસદ હોય નહીં તો સારૂં.

રૂા. પાંચ હજારથી અંદરવાળી મંડળીમાં ૨૦ થી ૨૫ સભાસદો હોવા જોઇએ.

આ પ્રમાણે પ્રાથમીક નિયમથી કામની શરૂઆત થાય તો મંડળ રજીષ્ટર થવા ઢીલ થતી અટકે.

(૨) ગરીબ સભાસદોની મંડળીઓમાં માત્ર પ્રવેશ ફી ઇચ્છવા યોગ્ય માનીએ પણ શરૂઆતની ફી એ ગામની થાપણ છે અને તે થાપણ એમના ઉપયોગની છે. ફી નહીં લેવી એવી છુટ આપવાનો ગેર ઉપયોગ ઘણે ભાગે થવા સંભવ છે માટે સભાસદ દીઠ રૂ. ૫ થી ૧૦ સુધીની થાપણ અને રૂા. ૧ની પ્રવેશક ફીથી એવી મંડળી શરૂ થવી ઉચીત છે.

(સા) પ્રાથમિક મંડળીઓ મારફત જ્યારે સરકાર તરફથી તગાવી આપવામાં આવે ત્યારે કમીશન મંડળીએ લેવું કે નહીં.

આ પ્રશ્નની ગંભીરતા ઘણી છે.

પ્રાથમિક મંડળી એટલે ગામની સોસાયટી આ કામ કરી શકે તેવા કુશળ સભ્યોની છે કે કેમ એ પ્રથમ નિર્ણય થવો જોઇએ અને તે કેટલી પરમવધી સુધીની હદવાળી જોઇએ.

સરકાર મંડળી મારફત તગાવી અપાવે તે નાણાં તેમના તરફથી આવે કે મંડળીએ પોતાની બેંક પાસે વ્યાજે મેલાવી સરકાર ફરમાવે તેવા શખ્સને તેટલી રકમ તેમની મંડળીના ચાલતા વ્યાજના દરે આપે એ નિર્ણય થવો જોઇએ.

સરકાર પૈસા આપે અને વ્યાજનો બોજો મંડળી ઉપર પડે નહીં તો એ કામ કરવા માટે સેંકડે અમુક રકમ ફી એટલે મહેનતાણા તરીકે સરકાર આપે તો સારી મંડળીઓ નક્કી કરી તે વહીવટ શરૂ કરાવવો એ ઉચીત છે. કેમકે દસ્તાવેજો કરી લેવા વખતસર વસુલાત કરવી તાલુકે તેનું ભરણું કરવું ને હીસાબ રાખવાની જવાબદારી મંડલીના કાર્યવાહકો ઉપર રહે છે.

ખ. જીલ્લા બેંકોમાંથી પ્રાથમિક મંડલીઓને કેશ ક્રેડીટ આપવાની યોગ્ય સરતો નીચે પ્રમાણે ઠરાવવી ઉચીત છે.

(૧) કેશ ક્રેડીટ ૫૦૦૦ અને તે ઉપરાંતની પરમાવધીવાળી મંડળને રૂ. ૫૦૦ સુધી ચાલુ વ્યાજે આપવી.

(૨) સપટેંબર અને માર્ચ બે હપ્તે વ્યાજ બેન્કને તા. ૫મી સુધીમાં એટલે અકટોબરની ૫ મી ને એપ્રીલની પહેલી તારીખે ભરી આપવું નહીં તો ટકા એક પ્રમાણે દંડનીય વ્યાજ રૂ. ભરાતા સુધી લેવાય ને વ્યાજ મુદ્દલ ઉપર ચઢાવી લેવામાં આવે.

(૩) ચેરમેન સેક્રેટરીઅને એક મેમ્બરે પ્રો. નોટ લખી આપવી ને મંડળનો શીકો કરવો.

(૪) આ કરજની રકમ લોન કરતાં અગ્ર હક્ક રાખશે અને મંડલીના સભાસદો તથા મીલકત જવાબદાર રહેશે.

(૫) આ કેશ ક્રેડીટની રકમ જેટલું તારણ આપવું પડશે.

(૬) રૂ. પાંચ હજારની અંદરની પરમાવિધીવાળા ને રૂ. ૨૦૦ની હદ સુધી આપવી.



## નાણા પુરા પાડનારી અથવા દેખરેખ રાખનારી મધ્યસ્થ સંસ્થાઓને લગતા.

ક સહકારી હીલચાલને પુરતી સગવડતાથી આગળ વધારવા માટે તાલુકાઓ વાસ્તે જીલ્લા બેંકની શાખાઓ અથવા પેટા કમીટીઓ સ્થાપવાની જરૂર છે અને આ જીલ્લામાં જંબુસર ખાતે પેટા કમીટી સ્થાપવાની તેવી શરૂઆત કરી છે. અંકલેશ્વર માટે ઉ. વી. ના ઑર્ગેનાઇઝર રા. બા. મલજી એ માટે પ્રયાશમાં છે.

જીલ્લાની બેન્કને નાણા સંબંધી સગવડ મળે તે માટે જીલ્લા બેન્કના વસુલ આવેલા શેરના ½ ભાગ સુધી રોજની બાકી ઉપજ વ્યાજ લેવાની સરતે ઓવર ડ્રાફ્ટ આપવા મુંબઇ સેંટ્રલ બેન્કને ભલામણ કરવાની જરૂર છે.

જીલ્લા બેંકને મે. રજીષ્ટાર સાહેબ તરફ લોન યાને કેશ ક્રેડીટ મુંબઇ બેન્કે આપવાની ભલામણ કરવા રીપોર્ટ કરવો પડે છે અને તેઓ સાહેબ સેંટ્રલ બેંકને પરવાનગી આપે ત્યારે ડાઇરેક્ટરોની મંજુરતથી લોન આપવાની હાલની પદ્ધતિ છે વિરૂદ્ધ સેંટ્રલ બેંક યોજના કબુલ કરે તો સારૂં છે.

જીલ્લા બેન્ક જેટલી રકમનો ફોર કાસ્ટ મોકલે તે કરતાં કોઇ માસમાં વધુ રકમની જીલ્લા બેંન્કને જરૂર પડે તો પ્રો. નોટ ઉપરથી હાલ જે (ગ) સુચના થઇ છે તે પ્રમાણે કરવા માટે નિયમ થાય તો વધુ નિયમની જરૂર નથી હાલ જે પદ્ધતિ ચાલે છે તે બરોબર છે.

ટેમપરરી ઓવર ડ્રાફ્ટનો અર્થ થવાની જરૂર છે.

પ્રો. નોટ સાથે સોસાયટીના આવા બોન્ડ સેંટ્રલ બેંક માગે છે તેમાં એક વરસ ઉપરાંતનાં તેમજ નવીન રજીષ્ટર થતી સોસાયટીના કબુલ કરતા નથી. જેને બેંકે મુદત આપી હોય તે બોન્ડ તથા નવીન સોસાયટીના બોન્ડ તારણ તરીકે કબુલ રાખે એમ થવું જોઇએ. પ્રો. નોટ એજ કરજની કબુલત છે પછી આવા દસ્તાવેજની જરૂર નથી છતાં હોય તો આટલી સવડ થવી જોઇએ.

## સહકારી હીલચાલની સામાન્ય નીતિ અને પ્રચાર સંબંધે પ્રશ્નો.

(૩) સામાન્ય વહીવટને લગતા.

(૧) ફારમો ઇન્સ્ટીટ્યુટની ગુજરાતની શાખામાં અથવા ડીસ્ટ્રીકટ બેંકોમાં રખાવી ત્યાંથી મંડળીઓને પુરા પાડવાની ગોઠવણ કરવામાં ઇન્સ્ટીટ્યુટમાં વધારે સગવડતા થશે. કેમકે માસિક ચોપાનીયા વિગેરે ત્યાંથી મોકલાયા છે તે સાથે એ કામ થઇ શકશે.

(૪) કાયદાને લગતા.

(૨) લવાદી હુકમનામાની બજાવણીમાં થતી ઢીલ દુર કરવા શું પગલાં લેવાં.

(ક) બેલીફ અને કારકુન રાખીશું પણ ધાર વગરની તરવાર ઉપયોગમાં લેવા જેવું છે રેવીન્યુ અગર જ્યુડીશીઅલ ખાતાની મદદ મળે તો જલદી થોડે ખરચે કામ થાય માટે તે યોજના રજીષ્ટાર સા. સરકારમાં લખી કરી આપે.

(ખ) ઉપરના બંદોબસ્ત થાય તો ડીસ્ટ્રીકટ બેંકના ઇન્સ્પેક્ટરો એ કામ કરે અને ખરચ સભાસદો ઉપર ચઢાવી વસુલ થાય તે યોગ્ય છે.

(૩) મંડળીના ખાનગીરો દસ્તાવેજો ખાતાના ઓડીટરની રૂબરૂમાં થાય ને તે ઉપર તેઓ સહી કરે તો રજીષ્ટ્રેશન આકટની કલમ ૮૭માં જેમ સરકારી નોકરે કરી આપેલા દસ્તાવેજ બાતલ છે તે પ્રમાણે નામદાર સરકારની મંજુરતથી થઇ શકવા જેવું છે.

ઓ. ઓ. સરકારી નોકર નથી એટલે એ માંગણી અયોગ્ય ગણાશે.

# ગુજરાતમાં નાગરીક સહકારી મંડળોની જરૂર.

( લેખક—રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી )

અત્યારે દેશ જ્યારે કરજમાં ડુબી ગયલો છે ત્યારે પ્રજાને કામચલાઉ છુટકારાના દમ ખેંચવા માટે તેવા પ્રકારની સગવડો કરી દેવી જોઇએ, જો કે ખરો ઈલાજતો દેવામાં ડુબવાનો વારો આવે નહિ તેવું કરવામાં છે. આ વિષય અર્થશાસ્ત્રનો છે અને તેના અથંગ અભ્યાસીઓ ઘણો વધુ વખત આ કાર્યમાં ફાજલ પાડશે નહી અને પ્રજાને સઘળે સ્થળે અને પ્રસંગે જાગ્રત રાખશે નહિ ત્યાંસુધી આ બાબત કેવળ સરકારી કેળવણીમાં જે થોડો આભાસ આ દિશામાં થાય છે તે કોઇ રીતે બસ નથી.

૨. ઉપલા લેખમાં આર્થિક સહકાર રહેલો છે અને તેની શરૂઆત શિક્ષીત વર્ગ તો શહેરમાં કે કસબામાંથીજ કરી શકે આ સ્થાન મધ્ય છે. નીચે ગ્રામ્ય મંડળીઓ (rural societies) છે. ઉપર જીલ્લા અને પ્રાંતિક બેંકો છે. મધ્યમાં નાગરીક મંડળો (Urban societies)નું સ્થાન છે અને તેનો અવકાશ નહાનો સુનો નથી.

૩. હાલમાં જે મામલો નામદાર સરકાર સાથેના રાજદ્વારી સહકાર અને અસહકારના ચર્ચાઈ રહ્યો છે તેનાથી આ આર્થિક સહકારના વિષયને નિરાળો રાખવો જોઇએ. દેશનું દ્રવ્ય વધે એ જોવા તો સર્વ કોઈ રાજી હોવા જોઇએ.

૪. વચલા વર્ગને હમેશાં ઘણું ખમવું. પડે છે અને તેથી તેમના રક્ષણ માટે હંમેશા ખાસ કાળજી રહેવી જોઇએ. કોઇપણ શહેર કે કસ્બાના વેપારનું પ્રમાણ તે મધ્યેની શરાફી સગવડો ઉપર રહે છે અને શહેરનો તથા કસ્બાનો વ્યવહાર મોટા ભાગે દેશપરદેશના અને ગામડા ગામના વેપારને સંયોજીત કરનારો છે. ટુંકામાં ગામડાની પેદાશનો નીકાસ કસબા અને શહેર મારફતે દેશ પરદેશ થાય છે અને દેશપરદેશનો આવક માલ ગામડે ગોઠડે, શહેર કે કસ્બાની મારફતે જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો કસબો અને શહેર દલાલી કે હકસાઇનો ધંધો કરે છે અને તે ઉપરજ તેમની પેદાશનો આધાર છે.

૫. આવા વચલા હિસાબના ધંધામાં નાણાનું રોકાણ વધારે થાય છે અને તે કારણે ગામડાની સહકારી મંડળીઓથી કસ્બાની અને શહેરની જરૂરીઆતો વધુ પ્રમાણમાં રહે છે.

૬. હમણાના તિક્ષણ હરીફાઈમાં મારવાડીઓ અને બીજા સાહુકારો એ સરાફી ધંધો મોટે અંશે બંધ કરેલો છે અને તાલુકાના કસબામાં ભાગ્યેજ કોઇ એક હોય છે. તમામ જીલ્લાના મુખ્ય શહેરોમાં હજી પણ બેંકો નથી અને જોઇન્ટ સ્ટોક તથા ઇમ્પીરીઅલ બેંક ફકત મોટા જથ્થાનો ધંધો કરે છે. આમાં કુટકળ વેપારીઓને કાંઈ લાભ થતો નથી અને તે છતાં જીવનનો આધાર તો તેમના ઉપરજ રહે છે.

૭. નહાના બજારૂ વેપારીઓ તથા દલાલ અને હકસાઈનો ધંધો ચલાવનાર અને નોકરી ઉપર આધાર રાખનારાઓના ફાયદા અર્થે શરાફી સગવડ સહકારી રીતે બહુ સારી રીતે થઈ શકે તેમ છે અને તે અર્થે સહકારી ખાતાના મે. રજીસ્ટ્રાર સાહેબે જુદા જુદાં સુચનાપત્રો અનુકુળ પેટા કાયદાના ખરડા સાથેના તૈયાર કરેલા છે, જે દરેક વિભાગી આસીસ્ટન્ટ રજીસ્ટ્રાર સાહેબની ઓફીસમાંથી મળી શકે છે. વળી આવા મંડળો નોંધવાની પ્રાથમિક તૈયારીઓ તથા તે ઉપર ઘટતી દેખરેખ રાખવા માટે માનદ ચાલકો (Honorary arganisers) પણ દરેક જીલ્લા અને ઘણુંખરૂં તાલુકાઓ માટે નીમવામાં આવેલા છે.

૮. આ સઘળું કાર્ય જનસેવાને લગતું છે અને તે સેવામાં સ્વાર્થ અને પરમાર્થ બન્ને સમાયલા છે. પૈસા ટકાનો નિયમીત વ્યવહાર પુરતી જોખમદારીથી

કરવાનું શિક્ષણ આવા મંડળો મારફતે મળી શકે છે અને એક રીતે સ્થાનિક સ્વરાજ્યની તે ચાવી છે, સામાન્ય નીતિનાં પાઠ અને સમયની કિંમતની અત્રે સારી કદર કરી શકાય છે. અને પરસ્પરનો ભાતૃભાવ ખરી રીતે કેળવવાનો અહીં બહુ સારો અવકાશ છે.

૯. પુના ખાતેની છેલ્લી સહકારી પરિષદ વેળાએ નામદાર મુંબાઈના ગવર્નરસાહેબે આવા નાગરીક મંડળોની જરૂરીઆત બહુ સચોટ શબ્દોમાં બતાવી આપી છે. નાણાની બાબતમાં આવી નાગરીક મંડળીઓ અને પાછળથી તાલુકા બેંકો થતાં હિંદુસ્થાનમાં નાણાની સારી છુટ થશે. આવી સગવડો થવાથી સાવચેતીથી જે નાણું ધીરવાનો ફાયદો ફક્ત અમુક વ્યક્તિઓજ લે છે તે ઘણા શહેરીઓ અને કસબા વાસીઓમાં વહેંચાશે. વળી આવા ખાતા ઠામ ઠામ ઉઘડવાથી નોકરીઆત વર્ગને પણ એક નવી લાઇન ઉઘડશે અને તે નોકરી સેવાવૃત્તિવાળી હોવાથી તે ફરજ બહુ ખુશીથી બજાવવા ઘણા માણસો બહાર આવશે એમ માનવાને કારણ રહે છે.

૧૦. આવી વ્યવસ્થા બાબત શહેરીઓ અને કસબા વાસીઓને ઘટે છે કે તેમણે પુરતી સંભાળથી આ વિષય ઉપર પુષ્કળ સાંભળવું અને સાફ હૃદયથી આવા જનહિતના કાર્યમાં લક્ષ દઈ સારી રીતે ચર્ચા કરવી. આગેવાનોની ફરજ છે કે તેમણે આવા લાભ પોતાના શહેરને કસબાને મેળવી આપવા અને જરૂર જણાયે તનમન અને ધનથી આવાં લોકોપયોગી કામો ઉકેલવામાં મદદ દેવી.

૧૧. અંતમાં આ માંગણી કાંઈ સદાવ્રત કે ધરમાદા ખાતાની ટીપમાં રૂપીઆ ભરવાની નથી પરંતુ શહેરના કે કસબાના ફાયદા માટે વ્યાજબી રૂપીઆ રોકીને પોતાના ભાઇઓની જરૂરીઆત પુરી પાડવાની છે અને તે પણ સરકારી દરમ્યાનગીરીથી નહીં પરંતુ પોતાના નીમેલા સ્વદેશી ભાઇઓની મારફતે યોગ્ય જામીનગીરી ઉપર ધીરધાર કરીને સહકારના વ્યવહારમાં સ્વરાજ્યની પ્રાપ્તિની પ્રગતિ તરફ વાળવાની છે. ઉમેદ રહે છે કે બીજા અનુકુળ દાખલાઓની ખાત્રી કરી લઇ લોક લાગણી આ તરફ દોરવાશે. નામદાર સરકારે આ બાબતમાં શરૂઆતની કેટલીક છુટછાટો મુકેલી છે અને તે સર્વેનો લાભ લેવાનું કામ હવે પ્રજાના હાથમાં છે. જેમ જેમ આવા ખાતાં ખુલતા અને ખીલતાં જશે તેમ તેમ તેની અગત્યતા ઉપર નજર રાખી હજી ઘણું કરી શકાશે અને છેવટે નામદાર સરકારને પણ તે તરફ વધુ ધ્યાન દેવું પડશે એ નિ:સંશય છે.

---

## શહેરો માટે સહકાર તેની વ્યવસ્થા અને વિકાસ.

લેખક—મણીલાલ એચ. દેશાઇ, ભરૂચ.

સાધન પુરા પાડનારી મંડળઓ માટે અરબન બેંકો ગુજરાતના વેપારના પ્રમાણમાં ઓછી છે તે વધારવા માટે ઉત્સાહી અને કાર્ય વાહક મંડળ સ્થાપવાની જરૂર છે.

દરેક મોટા સ્થળે અને મુખ્યત્વ તાલુકાના શહર શેશનના કસ્બામાં હાલ મંડળીઓ સ્થાપવી જોઇએ.

અરબન બેંકમાં મુખ્ય બાબત (૧) જે માણુસ નાણું લેવા આવે તેની આંટ કહેલ છે ને માંગે છે તે રકમ આપવી યોગ્ય છે એટલી માહેત મેનેજીંગ કમીટીનાં મેમ્બરોને હોવી જોઇએ તેહવા ગૃહસ્થો દાખલ થવા જોઇએ. (૨) રૂા. લીધો પછી માસીક હફતા વસુલ આવે છે કે નહી તેની ખાસ દેખરેખ રહેવી જોઇએ તે માટે નિવીબાબો સેક્રેટરી જોઇએ.

હાવી મંડળી પાસે નાણું લેનાર મધ્યમ વર્ગ હોય. ઘણું કરી તેઓને ગામમાં મંડળ કરતાં ઓછે વ્યાજે નાણું મળી શકતા ન હોય પણ પોતાની આબરૂ શાચવવા અને પૈસા બીજે મળી શકે છે એવો ડાળ ઘાલી અરબન બેંક પાસે નાણું લેનાર ઘણા નીકળે છે જ્યારે તેમની મુરાદ બર આવતી નથી એટલે મંડળીના કાર્યવાહકને વગોવે છે. અને અણુ સમજુ વર્ગ ભોળવાય છે જ્યારે તેમની ભુલ ભાંગે છે ત્યારે ઠેકાણે આવે છે. એટલે આવી બેંકો વધે તેમાં ફાયદો છે અને તે રૈયતને તથા મધ્યમ વર્ગના વેપાર કરનાર ને વધારે અનુકુળતા છે એતો નિરવીવાદ છે.

---

# સહકારી સ્ટોર.

લેખક—વૃંદાવન છોટાલાલ જાદવ.

સ્ટોરનો વહીવટ સારી રીતે ચાલી શકે ને પ્રજાજનમાં તેના કાર્યની સારી છાપ પડે તે માટે જ્યાં સુધી હોલસેલ સોસાયટી ન નીકળે ત્યાં સુધી સારા માલ ખરીદ કરનારની ઘણી જરૂર છે. આ સંબંધમાં હું નીચે પ્રમાણે સૂચના કરૂં છું:—

ગુજરાતના દરેક સ્ટોર એક બીજાને પોતાના ગામમાં બનતો માલ લાગટ ખર્ચ ઉપરાંત દર સો રૂપીએ એક રૂપીઓ કમીશન લઇ પૂરો પાડે અને ખરીદ કરેલા માલના મુળ ભરતીઆં મોકલી આપે.

વળી મુંબઇ જેવા મોટા શહેરમાં માલ ખરીદ કરવાને માટે એક હુશીઆર માણસ રાખવો. જે માલના નમુના મોકલે તથા તેના ભાવની વખતો વખત ખબર આપે ને જે ઓર્ડરો મળે તે ઉપરથી બધાને માલ પૂરો પાડે. વળી માલની આખી ગાંસડી કે આખો લોટ લેવાથી ભાવમાં ફાયદો પડે અને દરેક સ્ટોર આખી ગાંસડી કે આખો લોટ લઇ શકે નહીં, તેથી બધા મળીને સામટો ઓર્ડર આપે તો માલ ભાગે પડતો વહેંચી લેવાય ને કીમતમાં સસ્તો પડે. આ કામ કરવાને માટે જે માણસ રાખવામાં આવે તેણે ફકત બધા સ્ટોરોનુંજ કામ કરવું. તેને બધા સ્ટોરોએ સરખે ભાગે પગાર આપવો. ને આ પગાર ઉપરાંત જે સ્ટોરો માલ મંગાવે તે પર સેંકડે અડધો ટકો કમીશન તે માણસને ચઢાવવા કહેવું. આ માણસે પીઠની ફેરફારીના સમાચાર અવાર નવાર આપ્યા કરવા.

સ્ટોરનું કામ ફતેહમંદ થાય તેટલા માટે નીચેની બાબતો પર પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

જેટલો માલ લેવો તેટલો મોટા જથામાં લેવો. થોડી જાત રાખવી. પણ જે માલ રાખવો તે સામટોજ લેવાનું રાખવું જેથી તે ઓછે ભાવે વેચી શકાય. વળી જે માલનો ઉપાડ વધારે હોય તે જાતનો માલ શરૂઆતમાં રાખવો. માલનો જથ્થો વેચાણના પ્રમાણમાં રાખવો. માસિક રૂ. ૫૦૦૦)નો વકરો થતો હોય તો સ્ટોરમાં રૂ. ૨૦૦૦૦)ની લગભગની કીમતનો માલ સ્ટોકમાં હોવો જોઇએ.

દર અઠવાડીએ એકવાર સબકમિટી મળવી જોઇએ. તે કમીટીના ગ્રહસ્થો સાથે ન મળે તો વારા ફરતી આવીને સ્ટોરની તપાસ રાખી એક બુકમાં પોતે જે નોંધ કરવી હોય તે કરતા જાય અને પોતે જે તપાસ્યું હોય તેની નોંધ લે. આ કમિટીને વેચાણ તપાસવું માલની વેચાણ કીમત નક્કી થાય છે તે જોવું, ને કયો માલ મંગાવવો છે ને તે કયાંથી મંગાવવો છે તે પણ જોવું જોઇએ.

કન્ટ્રોલ કમિટીને મળવાને માટે પણ કશો ચોક્કસ નીયમ નથી. માટે તે કમિટી મહિનામાં એકવાર પોતાની મરજીમાં આવે ત્યારે સ્ટોરમાં આવી તપાસ કરીને પોતાનો રીપોર્ટ એક બુકમાં લખી જાય. એવી ગોઠવણ થવાની પણ જરૂર છે.

બધો માલ સ્ટોકમાં ભરી રાખવા કરતાં કેટલોક માલ કમીશનથી મંગાવી આપવાની પણ ગોઠવણ રાખવાની જરૂર છે. આમ કરવાથી નાણાં રોકવા પડશે નહીં. મોટા પ્રમાણમાં બીન જોખમનો વેપાર થશે ને નફા ઉપરાંત મેમ્બરને સવડતા થશે.

---

# સહકારી સ્ટોરને ફતેહમંદ કેવી રીતે કરી શકાય અને ગુજરાતમાં કેટલાક સ્ટોર નિષ્ફળ નીવડયા છે તેનાં શું કારણો છે ?

લેખકઃ—ગીરધરલાલ કેશવલાલ ઠાકોર

સહકારી સ્ટોરની ફતેહનો આધાર હમેશાં તેના સ્થાપન કરનાર મંડળ ઉપર ઘણેજ રાખે છે.

સ્ટોર સ્થપાતા અગાઉ તેની આજુબાજુના સંજોગો ખાસ ધ્યાનમાં લેવાની જરૂર છે. પ્રથમ એ વિચારવાનું છે કે જ્યાં સ્ટોર ઉઘાડવામાં આવે ત્યાં તેની જરૂર છે કે કેમ ? અને જો જરૂર જણાય તો કેવી રીતે તેની સ્થાપના થઈ શકે અને વ્યવસ્થા કરી શકાય. તે સ્થળના લોકોને એવી ખાતરી થએલી હોવી જોઇએ કે હાલમાં જે દુકાનોમાંથી તે માલ ખરીદે છે તે માલ તેમના પૈસાની પુરેપુરી કીંમત જેટલો આવતો નથી. અને ત્યાંથી એવા માણસો મળી આવવા જોઇએ કે ભેળસેળ અને અસુખાકારી ખોરાક મળવાથી હેરાન થએલ હોય. ત્યાં એવી દુકાનો હોવી જોઇએ કે જેઓ તોલમાં ઓછું આપતી હોય. તે સ્થળમાં એવા શખસો મળી આવવા જોઇએ કે જેઓ ચોખ્ખો વગર ભેળસેળનો અને સુખાકારી ખોરાક મેળવવા તત્પર હોય. તે સ્થળમાં તેવા પણ માણસો હોવા જોઇએ કે જેઓની આર્થિક સ્થિતિ ખરાબ હોવાને લીધે ભૂખે મરતા હોય અને ઘણીજ ગરીબ અવસ્થામાં હોય અને તેમાંથી નીકળીને તે સુધારવા ઇચ્છતા હોય. આ પ્રમાણે સ્થળ યોગ્ય જણાયે ત્યાં સ્ટોર સ્થાપવા યોગ્ય પ્રયત્નો થાય તો તે સ્ટોરને ફતેહ અવશ્ય મળે.

૨. ઉપર પ્રમાણે સ્થળ નક્કી થયા બાદ ત્યાંના સ્ટોર ઉઘાડનાર સહકારીઓના મત ઉપર મુદ્દાની નીચેની વાતો ખાસ ઠસાવવી જોઇએ

(ક) ચોખ્ખો સુખકારી અને ભેળસેળ વગરનો ખોરાક અને બીજો શુદ્ધ માલ મેળવવો.

(ખ) તોલ માપ પુરેપુરૂ મળવાની ખાત્રી અને

(ગ) કરકસરને ઉત્તેજન આપવું દાખલા તરીકે ઘાસતેલનો ડબ્બો સ્ટોરમાંથી લેવામાં આવે તો તે પુરેપુરો ભરેલો મળશે. વેપારીને ત્યાંથી ઓછે ભાવે ખરીદવામાં આવશે તો તેને સ્ટોરના ડબ્બા સાથે સરખાવતાં તોલમાં ઓછો માલુમ પડશે. તેની ઉપરની સીલ જેમની તેમ હશે છતાં બે ત્રણ બાટલી તેલ ઓછું નીકળેલું હશે. આ વસ્તુ સ્થિતિથી દરેક ખરીદનાર જ્ઞાત હોય તોપણ તે બંધ કરવાને તેની પાસે ઉપાય હોતો નથી. આજ પ્રમાણે ચાહ, ખાંડ, તેલ, ચોખા વગેરેમાં ભેળસેળ કરી માલ આપવામાં આવે છે તે સ્ટોરમાંથી ના બને તે તેઓના મનપર ઠસાવવું જોઇએ.

(૩) ઉદ્દેશ નકકી થયા પછી થાપણ માટે વિચાર કરવાનો છે. સભાસદોની તરફથી ભરાયેલા શેર ઉપર સ્ટોરનો વેપાર ચાલી શકે નહી તેથી જેમ બને તેમ સભાસદો વધારીને અગર તો જ્યાં સુધી જોઈતા સભાસદો મળી આવે ત્યાં સુધી

લોકોમાંથી થાપણો મેળવીને કામ ચલાવવું જોઇએ. સભાસદો વધારે મેળવવા સારૂ જેમ બને તેમ શેરની કીંમત ઓછી રાખવી જોઇએ ગુજરાતને માટે રૂા. ૫) અગર રૂા. ૧૦)નો શેર બસ છે અને કોઇ પણ સ્ટોરમાં ૨૦૦૦ કરતાં વધુ સભાસદો ના હોય તો કામ ઠીક થાય થાપણો એવા સખસની મેળવવી જોઇએ કે જે સ્ટોરને મદદજ કરવા ઇચ્છતા હોય તેમાંથી નફો મેળવવા માટે નહી.

(૪) સભાસદો એવા હોવા જોઇએ કે જે પોત પોતાની સ્થિતિ સુધારવા ઇચ્છતા હોય અને જેઓને પોતાની ગામની વેપારની નીતિ સુધારવા તરફ લક્ષ હોય. સભાસદો તરીકે દરેક જણને દાખલ થવાની છુટ જોઇએ. અને તે સભાસદોની બહુમતી ઉપર સ્ટોરનું કામકાજ ચાલવું જોઇએ. સ્ટોરમાં એમ ના થવું જોઇએ કે અમુક માણસોની ટોળી બંધાઈ અને નજરમાં આવે તેમ ચલાવે અને નફો કર્યે જાયતો તો પછી તે દુકાનનુંજ રૂપ લેશે. દાખલ થનાર સભાસદે મનમાં એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે શેરના પૈસા તુરત ભરવા અને પોતાને જોઇતો અને સ્ટોરમાંથી મળતો દરેક માલ સ્ટોરમાંથીજ લેવો. બનતા સુધી સભાસદોને માલ આપવા પૂરતો સ્ટોર હોય તો તે ખરો સહકારી સ્ટોર બને પણ શરૂઆતમાં તેમ બનવું અસંભવિત છે. ને તેથી બીન સભાસદને માલ આપવાની જરૂર રહે છે.

(૫) સભાસદોમાંથી વ્યવસ્થા માટે અને ખરીદી માટે અનુભવી અને હોંસીઆર સભાસદોની ચુંટણી થવી જોઇએ. તેમની કાર્યદક્ષતા. ખંત અને પ્રમાણીકતા ઉપર સઘળી ફતેહનો આધાર છે. સભાસદોને શું ચીજોની જરૂરીયાત છે? કઈ ચીજો તુરત વેચાશે? અને કઈ ચીજો પડત રહેશે? ખરો અને ભેળસેળ વગરનો માલ ખરીદાય છે કે કેમ? અને માપ અને તોલમાં ગફલત થતી નથી એ સઘળી વાતો તરફ તેમનું સંપુર્ણ લક્ષ હોવું જોઇએ. જોઇએ તે સીવાયનો વધારે માલ નહી લાવી અને વ્યાજે ખર્ચ તથા બીગાડમાંથી બચવા તેમણે ખાસ સંભાળ રાખવી જોઇએ. સ્ટોરની થાપણ ઉપર ખાસ લક્ષ રાખી હીસાબી કામના ચોપડા અને વેચાણનું કામ કરવા પગારદાર પ્રમાણીક નોકરો મેળવવા જોઇએ. અને તેના ઉપર વખતો વખત તપાસણી કરી દાબ રાખવો જોઇએ પ્રથમ થોડેથી શરૂઆત કરી જેમ સ્ટોર ફતેહ પામતો જાય તેમ વેપાર વધારતા જવું જોઇએ. સારા પગારથી યોગ્ય મેનેજર મળે તેમ હમેશાં ધ્યાન રાખવું જોઇએ. અને જે માલની ખપત થઈ શકે તેજ માલ ખરીદવા ખાસ ધ્યાન રહેવું જોઇએ.

(૬) સ્ટોર નીકળ્યા પછી હમેશાં થોડો વખત પાડોશમાંની દુકાનોની હરીફાઈમાં સ્ટોરને ઉતરવાનું હોય છે પણ તે વખતે ઘણીજ સંભાળથી બજારના ભાવ વધે ત્યારે સ્ટોરમાંના માલના ભાવ તેટલાજ પ્રમાણમાં વધારવા અને જે માલનો ભાવ ખરેખર ઉતર્યો ના હોય અને ફકત સ્ટોરને ખોટમાં ઉતારવા પાડોશીઓ ખોટથી વેચતા હોય ત્યારે તે માલના ભાવ નહીં ઉતારવા ખાસ ધ્યાન રાખવુ જોઇએ હમેશાં બજાર ભાવેજ માલ વેચવાનું બાઇલોઝમાં ઠરાવેલું હોવું જોઇએ. સભાસદે સ્ટોરના માલના બજાર ભાવેભાવ વધેલા હોય ત્યારે ખાસ સમજવુ જોઇએ કે જે વધારે ભાવ લેવામાં આવે છે તેનો નફો તેનોજ છે અને તે તેના પોતાના ફાયદા માટે છે.

(૭) સ્ટોરમાં જે માલ અપાય તે રોકડેથી અપાવોજ જોઇએ. ઉધારે બીલકુલ ના અપાય તેમ સારૂં. કારણ કે તેથી હીસાબ બહુજ રાખવા પડે છે અને છેવટમાં સ્ટોરને ખોટમાં ઉતરી જવાનો વખત આવે છે. પરંતુ જે જગ્યાએ ઉધારે માલ આપવાની રીત હોય અને તે જગ્યાએ સ્ટોર ઉઘાડવામાં આવ્યો હોય તો રોકડ નાણાથી માલ લેવાનુ સભાસદોને ભારે પડે છે અને તેથી સ્ટોરને ફતેહ મળતી નથી. તે અડચણ દુર કરવા ખેડાગવર્નમેન્ટ સરવન્ટસ સ્ટોરમાં એવો નિયમ રાખવામાં આવ્યો છે કે સઘળું વેચાણ રોકડથી કરવું. પરંતુ જે સભાસદને ઉધાર લેવાની જરૂર પડે તો તેને તેના ભરેલા શેરની રકમના પોણાભાગ જેટલી રકમનો માલ એક મહીના માટે ઉધારે આપવો અને તે ભરપાઈ ના થાય ત્યાંસુધી બીજો માલ ઉધારે આપવો નહી. આ સવડથી સ્ટોરનો લાભ ઘણા સભાસદો લેઇ શકયાં છે અને કેટલાક તો સ્ટોરમાં વેચાતો દરેક માલ સ્ટોરમાંથી લેનારા થઇ ગયા છે.

(૮) સ્ટોરમાં જે નફો થાય તેમાંથી દરેક સભાસદોના શેર ઉપર અમુક ટકાજ વ્યાજ આપવું જોઇએ અને બાકીનો નફો દરેક સભાસદે જેટલી રકમનો માલ ખરીદ્યો હોય તેના પ્રમાણમાં તેને ભાગે આવતું બોનસ આપવુ જોઈએ. જેમ બોનસ વધુ મળે તેમ સ્ટોરની ફતેહ વધારે. પરંતુ આ બોનસ રોકડ નાણામાં નહી આપતાં તેનુ-સેવીંગ્સ બેન્કનું ખાતું ઉઘાડી આપવુ જોઇએ જેથી આગળ ઉપર સભાસદને અમુક રકમ હાથમાં આવે અને સ્ટોરની થાપણમાં વધારો થાય અને સ્ટોર કાઢવાનો મુદ્દો પણ જળવાય કારણકે સભાસદની આર્થિક સ્થિતિ સુધરે. બોનસ આપી દેવામાં આવે તો વપરાઇ જાય અને છેવટમાં સભાસદ પ્રથમ હતા તેવાને તેવા રહે માટે સ્ટોરની ખરી ફતેહનું કારણ સેવીંગ્સ બેન્ક ખાતું સાથે ઉઘાડવું જોઇએ.

(૯) ઉપરનાં બધાં કારણો ફતેહ માટે ગણાય ખરાં, પણ ખરૂં અને મહત્વનું કારણ વ્યવસ્થાપક કમિટીની **કાર્યદક્ષતા, પ્રમાણિકપણું** ખંત અને એકસંપી છે. વ્યવસ્થાપક કમીટીમાં ઘણી વખત બહુમતિથી કામ કરનારાઓ પસંદના કરતાં કંઇક મત મતાંતરને લીધે એવી મંડળી પસંદ કરવામાં આવે છે કે કામ કરતાં અડચણ આવે છે, ને સ્ટોરને ધક્કો લાગે છે આવા સંજોગો દરેક સ્થળે હોય છે. પણ તે સાચવી જતા કરવાનું કામ સ્ટોરનું જેને ખરેખરૂ લાગતું હોય તેવા મંડળનું છે અને એવી હરકતો **પ્રેમ સત્ય** અને **નિખાલસ હૃદયથી** દુર કરવી જોઇએ. વ્યવસ્થાપકો જો અપ્રમાણીક અને આળસુ નીવડે તો તેવી હકીકત માલુમ પડે કે તુરત તેમને ખસેડવા અગર તો મંડળીને બંધ કરી દેવી. આવું ના થવા માટે વ્યવસ્થાપક કમીટીના ઉપર દેખરેખ રાખવા માટે એક મંડળની જરૂર છે. વળી સ્ટોરનાં પગારદાર નોકરો **વિશ્વાસુ** અને **પ્રમાણીક** જોઇએ. જો ફંડ સારૂં હોય તો સારા પગારના નોકરો રાખવા જોઇએ. શરૂઆતમાં ઓનરરી કામ કરનારાથી ચલાવવુ. પણ તેઓ હમેશ માટે કામ કરે એ માનવું નકામું છે. ઘેડા ગવર્નમેન્ટ સરવન્ટસ સ્ટોરની ફતેહ તેના ઓનરરી કામ કરનારાઓને લીધે છે. જેઓ રાત દીવસ એમનેજ વિચાર કરી રહ્યા છે. પરંતુ તે મંડળી ખસી જાય ને ખંતીલી મંડળી તેની જગ્યાએ ના આવે તો આ ફતેહ ચાલુ રહેવી અશકય છે. માટે સ્ટોરની ફતેહનો ખરો આધાર પ્રમાણીક ને ખંતીલી કમીટી ઉપર રહે છે.

(૧૦) ગુજરાતમાં સ્ટોર નિષ્ફળ જવાના કારણોમાં મુખ્ય કારણ **નિસ્વાર્થ** કામ કરનારાઓની ખોટ. વળી આરંભે શુરા આગેવાનોનો ઉત્સાહ શરૂઆતમાંજ જણાય છે. સ્ટોર ઉઘડતી વખતે સભાસદો મુદ્દલ સમજેલા હોતા નથી, અને ખરાને યોગ્ય સભાસદોના ખામી તેવુંજ પરિણામ લાવે. વળી કદાચ આગવાનો ખંતીલા નીકળે તો અનુભવની ખામીને લીધે પરિણામ સારૂ નથી આવતું. ગુજરાતમાં નીકળતા સ્ટોર ક્રેડીટ સોસાઅટીઓને સભાસદોના લાભ માટે ઉઘાડવામાં આવે અને તેની સાથે જોડવામાં આવે એટલે એક સ્ટોરની આજુબાજુના પાંચ ગાઉની અંદરનીસોસાએટીઓ તેના સભાસદ બને ને સોસાએટીને જોઇતી જરૂર ચીજો સ્ટોરમાંથી અપાય ને સોસાએટી દ્વારા નાણાંની જોખમદારી રહે તો ગુજરાતના સ્ટોરો કદી નીષ્ફળ નીવડેજ નહી કારણુ કે સોસાએટીને સ્ટોરની સસ્થાની ખાસ જરૂર હોય છે વળી સ્ટોરને વધારે ફતેહમંદ બનાવવા માટે ખાતા તરફથી ક્રેડીટ સોસાએટી જેટલું મહત્વ અપાતું નથી તે પણ એક કારણુ છે. ખાતા તરફથી જો વધુ ધ્યાન અપાય તો સ્ટોર પબ્લીકને એક આશીર્વાદ રૂપ થઇ પડે અને બજારમાં વેપારની નીતિ ઉપર ઘણીજ સારી છાપ પડે અને ભાવોમાં અસાધારણ વધારો થતો અટકે.

ૐ

# સહકારી ભંડારો.

( લેખક–રાવબહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજી—ભરૂચ. )

અત્યાર સુધીમાં જે કાર્ય આ દિશામાં થયું છે તેનું પરિણામ ઝાઝી આશા આપનારૂં જણાયું નથી.

૨. મદ્રાસની ટ્રીપ્લીકેન ખાતેની મંડળી અને મામુલી ધર્મ ગોળા અને થોડાક જથ્થાબંધ માલ વેચનાર મંડળો બાદ કરીએ તો સહકારી પદ્ધતિથી આવા મંડળો આ દેશમાં મી૰ દેવધર વિલાયતથી છેલ્લી સફરથી પાછા ફર્યા ત્યાંસુધી નહિ સરખાં હતાં. મી૰ દેવધરે આ બાબત પોતાનો કિંમતી અનુભવ મુંબઈ ખાતેની જાહેર સભામાં નામદાર ગવર્નરના પ્રમુખપણા નીચે કહી સંભળાવ્યો તે પછી આ હીલચાલ ચોતરફ આ ઈલાકામાં ઉપાડી લેવામાં આવી હતી.

૩. આવી હીલચાલને પુગી વળવા માટે એક મધ્યસ્થ સહકારી ભંડારનું મંડળ મુંબઈ ખાતે ખોલવાનું સારી આશા આપનારા સંજોગો વચ્ચે એક વગવાળી ડીરેકટરની બોર્ડ સાથે સ્થાપવામાં આવ્યું પરંતુ શરૂઆતમાંજ સહકારી મહામાત્ર (રજીસ્ટ્રાર)ની ફેરફારી થવાના સબબે કેટલાક મુદ્દાના પ્રશ્નોની બાબતમાં તેમની અને મંડળીના ચાલકો વચ્ચે મતફેર પડતાં મંડળી પોતાનું કામ બરાબર ગતિમાં મૂકી શકી નહિ.

૪. આ બાબત કાંઇ વધુ કાર્યસાધક પગલા ભરવા પુનાની ગત વર્ષની સહકારી પરિષદમાં એક કમીટી નીમવામાં આવી હતી પરંતુ તે કમીટીને મેળવવા કે તે બદલ બીજા કાંઇ જરૂરી પગલાં વ્યવહારૂ રીતે ભરવામાં આવ્યા નહિ અને છેવટે એ મંડળ રદ થયું.

૫. પરિણામ એ આવ્યું છે કે મુંબઇમાંથી કોઇ ભરોસા લાયક આડત પેઢી આ બદલ કાંઈ જાણવા જોગ કાર્ય સહકારની રીતથી આગળ વધારી શકે તેમ નથી અને આ અગવડ ઘણી રીતે સર્વ મંડળીઓને સાલે તેમ છે. ટુંકામાં મુંબઇની પ્રોવીન્સીઅલ બેંક વિના ગામડાંની મંડળીઓની જેવી વલે થાય તેવી જીલ્લાઓ મધેના સહકારી ભંડારોની છે. આવા સઘળા ભંડારો એક બીજા સાથે સંયોજીત થઇને કામ કરે તો ઘણું થઇ શકે તેમ છે.

૬. આ સઘળા પ્રયત્નો સહકારી ભંડારો ફત્તેહમંદ કરવા તરફના બહુ કઠીણ છે અને શરૂઆતમાં તે ઉપર રાખવી જોઈતી દરકાર ખાતા તરફથી રહેલી નથી એમ કબુલવા સિવાય છુટકો નથી. સ્વતંત્રતા, આવા મંડળોમાં ઝાઝે દરજ્જે છોડવામાં આવી હતી તથાપી તે બાજુની જોઇતી સવડો કે કેળવણી બદલનો બંદોબસ્ત પુરતો કરવામાં આવ્યો નથી.

૭. શરૂઆતમાં અડચણો ઘણી રહે છે. દેશ અજ્ઞાન છે, પછાત છે, બ્હીકણ છે અને સામાન્ય છુટક વેપારીઓની દગલબાજી અને તદબીરો આગળ આવા મંડળોએ કામ લેવું એ સહજ નથી. મંડળી તરફની વફાદારીનો પાઠ પણ હજી તો સભાસદોને ભણાવવો રહ્યો છે. લડાઇ પછીના બજારની અસ્થિર હાલત પણ આ અગવડોમાં ફકત વધારોજ કરે છે.

૮. આ શિવાય નાણાંની કામચલાઉ સગવડો જીલ્લા તથા પ્રાંતિક બેંકોમાંથી થવાની તે સંબંધી પુરતો ઉહાપોહ થયો નથી. આ ખાતું ખોલવવું અવશ્ય જરૂરનું છે અને તે માટે આ બંદોબસ્ત કરાવી દેવા ઉપરાંત માલ બનાવનાર મંડળી અને પેઢીમાંથી સીધી સગવડો આવા ભંડારોને કરાવી દેવી જોઇએ. વળી રેલવે મારફતે આવા મંડળોનો માલ મંગાવવા કે નીકાસ કરવાનો હોય ત્યારે તે કાંઇક કીફાયત દરથી અને વેળાસર ચાલુ કરી દેવાની પાસ કાઢી દેવી જોઇએ. આ શિવાય મ્યુનીસીપાલીટીએ આવા મંડળના માલ ઉપર ઓકટ્રોઈ ડયુટી અથવા ટર્મીનલ

ટેક્સ લેવો જોઇએ નહિ અને માટે એક ભંડાર મંડળી બીજી તેવીજ મંડળી સાથે એકજ નિયત થયલી હકસાઇથી માલ વેચાતો આપે અને વેચે સાટે એવા ઠરાવ પરસ્પર કરાવી દેવા જોઇએ વળી જીલ્લાના કયા કયા ભાગમાં શું શું માલ બની રહ્યો છે અને તે કેવી રીતે ખપાવવામાં આવે છે તે બદલની ખબરો એકત્ર કરીને વારંવાર પ્રસિદ્ધ કરાવવી જોઇએ તથા વખતો વખતના બજાર ભાવેઃ છપાવવા જોઇએ. આવું એકાદ અઠવાડીક પત્ર નીકળે તો ઘણું સારૂં થાય.

આવા મંડળોનું કામ બરોબર હાર પાડવું હોય તો ઉપલા મુદ્દાઓનો પુરો અમલ થવા માટે નામદાર સરકારે વધારે જોખમદાર અમલદાર નીમવા જોઇએ અને લોકમાં પુરો ઉત્સાહ જમા થાય ત્યાં સુધી તે ઉપરની કુલ દેખરેખ અને સલાહ વગર લવાજમે લંબાવવા જોઇએ. આમા કરકસર કરવી એ હું મોટી ભુલ લેખું છું. દેશનો વેપાર ઉદ્યોગ આબાદ કરવાની મોટી મોટી વાતો કર્યાં બાદ જ્યારે વખત આવી લાગે ત્યારે પાછાં પગલાં ભરવાની રીત હું વખોડી કાઢું છું પણ તેટલેથી અટકવા ચાહતો નથી. સહકારી હીલચાલ હવે એક તખ દિલ થયલો વિષય છે અને મુંબઇનું સેંટ્રલ કો ઓપરેટીવ ઇન્સ્ટીટ્યુટ આ બાબત ઉપાડી લે તો આમાં ઘણો સુધારો થઇ શકે તેવા સભવો દીસે છે.

૧૦ અત્રે જણાવવું યોગ્ય થઇ પડશે કે પંજાબના સહકારી ખાતાના રજીસ્ટ્રાર મે. કાલવટ સાહેબે પોતાના " સહકારના કાયદા અને તેના નિયમો " ના પુસ્તકમાં ઘણી યોગ્ય રીતે ટીકા કરી છે કે જ્યાં મંડળી થવાથી સભાસદોને તેના તા હોય તે કરતાં વધુ ફાયદા મળી શકે એવી ખાત્રી થાય ત્યાંજ સહકારનું બળ ઝામી શકે છે.

## લવાદી હુકમનામા વિષે.

લેખક—પરસોતમ ઇચ્છારામ પટેલ

મેહેરબાંન રજીસ્ટ્રાર સાહેબ તરફથી લવાદ નીમવામાં આવે છે તે લવાદ પ્રતિવાદીઓ ઉપર બાકી રહેલા રૂપિઆના હુકમનામા કરી આપે છે અને તે હુકમનામા મંડળીઓના ચેરમેન સાહેબો તરફ આવે છે. પણ ચેરમેનના પોતાના ગામના સગાવહાલા તથા ભાઇબંધ દોસ્તદારોની ઓળખાણને લઇ શરમ આવવાથી થયેલા હુકમનામાની બજાવણી ચેરમેન સેક્રેટરી સાહેબો કરી શકતા નથી અને મુદત આપ્યા જાય છે. મુદત આપતાં આપતાં મુદત પણ પુરી થઇ જાય છે, ત્યાંસુધી પણ બજાવણી કરી શકતા નથી. તે કારણથી વસુલ થવામાં હંમેશાં ઢીલ થાય છે અને એક સોસાયટીમાં આવી ઢીલ થયેલીનો દાખલો બીજી મંડળી-વાળા તરત પકડી લે છે. માટે એ અટકાવ સારૂ ડીસ્ટ્રીક્ટ બેંકના ઇન્સપેક્ટરોને બજાવણીનું કામ સોંપવું જોઇએ. અને ઇન્સપેક્ટરનો જેટલો ખર્ચ થાય તેટલો પ્રતિવાદી પાસેથી અપાવવો. આ કામને માટે મંડળીના ખરચે બેલીફ કારકુન રાખવા એ મંડળીને બોજારૂપ થઈ પડશે માટે ઉપર મુજબ ડી. બેંકના ઇન્સપે-કટરોએ આ કામ આટોપવું એવો મારો અભિપ્રાય છે.

### (૪) કાયદાને લગતા.

લેખક—મહમદખાન બી. પઠાણ.

૧. પ્રાથમિક શરાફી મંડળીઓના સભાસદો બહારથી કોઇનું કર્જ કાઢે તે પેહેલાં તેમણે પોતપોતાની મંડળીઓની પરવાનગી લેવી જોઇએ તેવો પ્રતિબંધ કરવાની જરૂર છે ?

મંડળીના સભાસદોએ બીજેથી મંડળીની પરવાનગી શીવાય કર્જ લેવું નહીં કેમકે સભાસદ બીજેથી પરવાનગી શીવાય કર્જ લે તેની મંડળીને ખબર

મળે નહીં ને તેથી કર્જદાર પોતાની સ્થીતિ ઉપરાંત કર્જ કરી બેસે તો મંડળીના નાણા જોખમમાં આવી પડે માટે પરવાનગી લીધા શિવાય કર્જ કરી શકાય નહીં તેવી અટકાયત કરવાની જરૂર છે.

૩. લવાદી હુકમનામામાં બજાવણીમાં થતી ઢીલ દુર કરવા માટે શું શું પગલાં લેવા જોઇએ ?

(ક) મંડળીઓને ખર્ચે એક બેલીફ અને એક કારકુન રાખવાની જરૂર છે ?

(ખ) ડીસ્ટ્રીકટ બેંકોના ઇન્સ્પેકટરોને હુકમનામા બજાવી લેવાનું કામ સોંપવામાં આવે અને તે માટે થતા ખર્ચનો ફાળો જે મંડળીઓના સભાસદો ઉપર હુકમનામાં બજાવવાના હોય તેમની પાસેથી લેવામાં આવે તો તે અનુકુળ થશે ?

લવાદી હુકમનામાની બજાવણીમાં જે ઢીલ થાય છે તેનું કારણ સોસાયટીના હુકમનામા બજાવણી કરનારની બેપરવાઇ છે. હુકમનામા થાય કે તુરતજ મુદતની અંદર કોર્ટમાં બજાવણી માટે દરખાસ્ત કરાવાય તો કર્જદારોના સામા તરતજ જપ્તી વારંટ નીકળે ને જપ્તી થાય. જપ્તી વખતે જંગમ મીલકત ના મળે તો તેની સ્થાવર મીલકત જપ્ત કરાવા તજવીજ તુરત કરાવામાં આવે તો તેનો ફડચો તુરત થઈ જાય ને ટુંક વખતમાં હુકમનામાનો નીકાલ થઇ જાય પણ હુકમનામા થયા બાદ દરખાસ્તની મુદત વીતે કોર્ટમાં દાદ લેવા જવાય તો પ્રતીવાદી (કર્જદાર) સામેં નોટીસ કોર્ટથી નીકળે તે બજાવવામાં બેલીફ તરફથી તજવીજ બરાબર થતી નથી તે પછી લંબાય છે પણ તેવો વખત આવવા પામે નહીં તેવી રીતે કામ કરનાર કાળજી રાખે તો હુકમનામા વસુલ થતાં વાર લાગે નહીં ને બેલીફ તરફથી કંઈ હરકત આવે નહીં. માટે હુકમનામા બજાવણી કરવા રજુ કરનાર ઉપર જાપતો થાય તેમ કરવાની જરૂર છે તેમ ન બને તો જે લવાદ નીમાય તેને એ કામ સોંપવામાં આવે ને તે જાતે અમલ કરાવે તોપણુ નીકાલ થાય ને થોડા ખર્ચે ઘણું કામ બની આવે. બેલીફ ને કારકુન રાખવાથી જુદેજુદે ઠેકાણે જુદીજુદી વખતે અમલ કરવાનું તેમને અનુકુળ આવે નહી ને કામ બરાબર થાયજ નહી માટે તેની જરૂર જણાતી નથી.

ડી. બેન્કોના ઇન્સપેકટરોથી એ કામ બની શકે નહીં. કેમકે વારેવારે તેમને આવવું પડે તેમાં ખર્ચ વધારે થાય ને કામ થાય નહીં ને કર્જદારો દુઃખી થાય. માટે એ પણુ અનુકુળ આવે તેમ નથી.

~~~~~
~~~~~

# સહકારી હીલચાલની સામાન્ય નીતિ અને પ્રચાર સબંધે પ્રશ્નો.

લેખક—છોટાલાલ દ્વારકાદાસ પટેલ.

## ૩. સામાન્ય વહીવટને લગતા.

૧. મંડળીઓના હીસાબી ફોર્મ હાલ દરેક મંડળીઓને છુટક છુટક મે૦ આ૦ રજીસ્ટ્રાર સાહેબની મારફત લખાણુ કરી યરોડા પ્રીઝન પ્રેસમાંથી મંગાવવા પડે છે તેથી ફોરમો મેળવતાં ઘણો વખત વીતી જાય છે અને વખતસર ફોર્મ આવી શકતાં નહી હોવાથી મંડળીના સેક્રેટરીઓ એકને બદલે બીજી જાતનાં ફોર્મનો ઉપયોગ કરજખત ભરવામાં કરે છે. જેમાં દસ્તાવેજની પુરતી હકીકતનો સમાવેશ થએલો હોતો નથી તેમજ પત્રકો વિગેરે ફોર્મ શીવાય લખ્યા વગર બાકી રાખે છે. વળી કેટલીક વખતે મંગાવેલા ફોર્મને બદલે જુદીજ જાતનાં ફોર્મ આવે છે જે મંડળીઓને બીન ઉપયોગી હોય છે અને ઉપયોગનાં ફોર્મ શીવાય અડચણ વેઠવી પડે છે. આ હરકતો દુર થવા માટે જ્યાં ડીસ્ટ્રીક્ટ બેંકો હોય ત્યાં ડી૦ બેંકોમાં અને ડી૦ બેંકો ન હોય તે જીલ્લા માટે કો૦ ઈન્સ્ટીટયુટની જીલ્લા શાખામાં સરકાર તરફથી મંડળીયો માટે જોઈતાં તમામ જાતનાં ફોર્મ રખાવવાની અને ત્યાંથી જીલ્લાની મંડળીયોને પુરાં પાડવાની ગોઠવણ થવાની ખાસ જરૂર છે આ ફોર્મ સાથે સભાસદોને છુટી પહોંચ આપવાની બુકો પણ સરકારે છપાવી મંડળીઓને પુરી પાડવાની ગોઠવણ ઘણી તાકીદે કરવાની ખાસ જરૂર છે. કેમકે પાસ બુકો તેની તે વખતે ભરાવી લેવાતી નથી.

## ૪ કાયદાને લગતા.

કલમ ૪—મંડળી પાસેથી લેવામાં આવતા કર્જ માટે તારણુ તરીકે સભાસદની નવી શરતની જમીનો મંડળીઓને ગીરો આપવાની રજા મળે તેવી ગોઠવણ થવાની ખાસ જરૂર છે કેમકે કેટલાક સભાસદોને ફક્ત નવા ઠરાવનીજ જમીન હોવા છતાં ખેતી વિગેરે માટે કરજ મેળવવાની જરૂર પડે છે. આવા કરજ મોટી રકમના હોય તો સ્થાવર મીલકત તરીકે નવી સરતની જમીન મંડળી સાનમાં અગર કબજાગીરો લઇ શકે નહીં અને સભાસદ અપ્રમાણીક બને તો આવી જમીનો છુપી રીતે બીજા શાહુકારને દેવા પેટે અગર કોઈ બીજા સખસને કીંમત લઇ વેચી નાંખે છે તેથી મંડળીએ ધીરેલાં નાણુંને જોખમ પોહોંચવાનો અથવા જામીનોને નાણાં જોડવાં પડે, એવો સંભવ હોવાથી આવા સભાસદોને જોઇતી રકમો મંડળીઓ ધીરી શકતી નથી તેમ જામીન થનાર પણ તેના જામીન થવામાં વિચાર કરે છે. જો આવું વેચાણુ જાહેર થાય તોપણુ સરકાર તે જમીન ખાલસા કરે છે તેથી મંડળીને કરજ વસુલ કરવાની ફીકરમાં રહેવું પડે છે વળી સરકાર આવી જમીન તગાવીના તારણુમાં લઇ શકે તો મંડળીઓને પણુ તેવી છુટ હોવી જોઇએ.

કલમ ૫. મંડળીઓના સાનગીરો દસ્તાવેજ રજીસ્ટર કરાવવા માટે જો તે દસ્તાવેજો ઉપર ખાતાના મે૦ ઓડીટર અથવા ઓનરરી ઓરગેનાઇઝરની રૂબરૂ સહી શાખ કરવામાં આવે તો સહી સાખ કરનારની હાજરી વગર તે દસ્તાવેજો રજીસ્ટર થાય તેવો કાયદામાં ફેરફાર કરાવવાની ખાસ જરૂર છે કેમકે તાલુકાથી દુરનાં ગામોની મંડલીઓના સભાસદો દસ્તાવેજ રજીસ્ટર કરાવવાને તાલુકે જતા નથી, તેથી મંડળીઓ તેમને મોટી રકમો જાત જામીન લઇ ધીરે છે, અને તેથી કોઇ વખતે મંડળીને અગરતો જામીનોને નાણાં જોડવાં પડે એવો ભય રહે છે. વળી આવા સભાસદોનાં ઓળખાણુ આપવા તાલુકે જનાર મેંમ્બરો અથવા સેક્રેટરી પણુ પોતાના વખતનો ભોગ આપીને જવાને કંટાળે છે તેથી લખાએલા સાનગીરો ખત કેટલીક વખતે મુદત વીતી ગયા છતાં રજીસ્ટર કરાવ્યા શીવાય પડી રહે છે અને નકામાં થઈ પડે છે. આ અડચણો દૂર કરવા માટે ઉપર પ્રમાણેની

ગોઠવણ કરવાની જરૂર છે અને તમાવીનાં કરજખત સ્થાવર મીલકતના તારણ-વાળાં તાલુકાના મામલતદાર સાહેબ રૂબરૂની સહી કરી વગર આશામીએ સબ રજીસ્ટારની ઓફીસમાં મોકલે છે અને તે રજીસ્ટર થઇ શકે છે તો મંડળીઓના સભાસદો માટે પણ આવી સગવડ કરી આપવા કાયદામાં સુધારો થવાની ખાસ જરૂર છે.

## રીઝર્વફંડ વિષે.

લેખક- પરસોતમ ઈચ્છારામ પટેલ.

રીઝર્વ ફંડ એ મંડળીની મીલકત છે, એવું કોઇપણ કાયદામાં અગર પેટા કાયદામાં સ્પષ્ટ જણાવેલું માલમ પડતું નથી, માટે તે પેટા કાયદામાં દાખલ થવાની જરૂર છે. અને જે મંડળીમાં રૂ. ૧૫૦૦)થી વધુ રીઝર્વ ફંડ થયેલું હોય એને તે મંડળી (અ) પહેલા કલાસમાં આવેલી હોય તેવી મંડળીઓના ગામમાં સાર્વજનીક કામ માટે કુલ રીઝર્વ ફંડનો ½ ભાગ કાયમ રાખી બાકીના નફામાના સેંકડે ૨૫ ટકા વાપરવાની સત્તા મંડળીઓને આપવી એવો મારો અભીપ્રાય છે.

હું ઓરગેનાઇઝર તરીકે તાલુકાઓના ગામડાંની સોસાયટીઓમાં ફરૂં છું. ત્યાં ઘણીક વખત રીઝર્વ ફંડ માટે તકરાર ગામના લોકો ઉઠાવે છે અને કહે છે કે મંડળીમાં થયેલું રીઝર્વ ફંડ અમારૂં છે તો અમને સાર્વજનીક કામ માટે વાપરવા દેવાની મંજુરી મેહેરબાન રજીસ્ટ્રાર સાહેબ કેમ આપતા નથી ? આવા સવાલો હમેશા થાય છે. માટે સહેલો રસ્તો એજ છે કે મેં ઉપર કહ્યું છે તે મુજબ અ કલાસમાં જે મંડળીની ગણત્રી થતી હશે. તેજ મંડળીને ઉપર મુજબની રીતે સાર્વજનીક કામ માટે વાપરવાની સત્તા મળશે. આવી રીતે થવાથી દરેક મંડળીના મેમ્બરોમાં ઉત્સાહ વધશે અને રીઝર્વ ફંડ વધારવાની તેમજ પોતાની મંડળીનો કારભાર સુધારવાની ખાયેસ વધશે.

## મંડળીઓના સભાસદો પાસે રહેતાં ફાજલ નાણાં મંડળીઓમાં અથવા બેંકોમાં કેવી રીતે આકર્ષી શકાય?

લેખક—ડી. એ. શાહ.

સુધરેલા દેશોમાં કે જ્યાં લોકો પોતાનો નાણાં સંબંધેનો ઘણો વ્યવહાર બેંકોદ્વારા એક અથવા બીજી રીતે કરે છે ત્યાં ચલણી નાણાંને વેપાર માટે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાની બહુ થોડી જરૂર પડે છે. હિંદુસ્તાનમાં આમ વર્ગને બેંકો વિષે કાંઇ જ્ઞાનજ હોતું નથી, અને કોઇવાર હોય છે તોપણ તેનો ઉપયોગ કરવાની ઘણા ભાગે સગવડ હોતી નથી. એવું બને છે કે ખેતીનો પાક તૈયાર થવાની મોસમ આવી એટલે તે વખતે ખેડુતોને જેટલો માલ વેચવાનો હોય તે માટે તેમને રોકડાં નાણાંજ મળવાં જોઇએ. તેથી તે વખતે કરોડો અબજો રૂપીઆનો પ્રવાહ શહેરોમાંથી ગામડાંઓ તરફ ચાલે છે. તે વખતે સાધારણ રીતે શહેરોમાં નાણાંની બહુ અછત જણાય છે. મોસમ વીતી એટલે પાછો બહાર ગામથી જે માલ ગામડામાં આવતો હોય છે તે માટે ખેડુતો પાસેથી નાણાં શહેરો તરફ ચાલવા માંડે છે, અને જ્યારે લગભગ ખેતીની શરૂઆત કરવાનો વખત આવે છે ત્યારે સાધારણ રીતે શહેરોમાં નાણાંની છોળો ઉડે છે, અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે વેપારીઓને ખબર પડતી નથી. જો બેંકો કે

એવી કોઇ સંસ્થાઓ અસ્તિત્વમાં હોય કે જે ગામડાં અને શહેરોને જોડી શકે અને જેના ઉપર લોકોનો વિશ્વાસ હોય તો ચલણી નાણાંને દરેક વર્ષે શહેરથી ગામડે અને ગામડેથી શહેર "ભટકવું" ન પડે; કોઇ વખત નાણાંની તગી તો કોઇ દિવસ નાણાંની હદ ઉપરાંત છત એની ઢંગ વિનાની સ્થિતિ ટળે; જમીનની અંદર દાટીને કે પેટારામાં સંઘરી રાખીને કે બીજી રીતે પૈસા પોતાની પાસે નકામા રાખવા કરતાં બેંકમાં અથવા એવી કોઇ બીજી સંસ્થામાં તે રાખ્યા હોય તો તે સારૂં એવી ભાવના ખેડુતોમાં ઉત્પન્ન થાય, અને તે પ્રમાણે તેમનું આચરણ થાય તો વેપાર ઉદ્યોગને ઘણો ફાયદો થાય તે નિઃસંશય વાત છે. પરંતુ ખેડુત પોતાના પૈસાને પોતાની પાસે નહિ રાખી મૂકતાં કોઈ શરાફી સંસ્થામાં મૂકતો થાય તેને માટે બે વસ્તુઓની જરૂર છે. એકતો તેને તે વિષયનું જ્ઞાન થવું જોઇએ, અને બીજું તેને સગવડ પડે તેવી શરાફી સંસ્થાઓ અસ્તિત્વમાં હોવી જોઇએ.

સહકારી મંડળીઓ બાદ કરીએ તો ગામડામાંજ નહિ, પરંતુ નાનાં શહેરોમાં પણ શરાફી સંસ્થાઓની જો કાંઇ પણ સગવડ હોય તો તે પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકની છે. અનેક કારણોને લીધે ખેડુતો અથવા એવાજ બીજા માણસો એ બેંકનો લાભ લેતા નથી. તેથી ગામડાંઓ અને શહેરોને જોડી શકે એવી કોઇ પણ શરાફી સંસ્થાઓ હોય તો તે સહકારી પ્રાથમિક અને મધ્યસ્થ શરાફી મંડળીઓજ છે. આ સંસ્થાઓમાં તેમાં પણ પ્રાથમિક સંસ્થાઓમાં તો ખાસ–ખેડુતો પોતેજ વહીવટ કરતા હોય છે. તેથી તેમનો તેમાં વિશ્વાસ બેસે તે સ્વાભાવિક છે. ગામડાંની પ્રાથમિક શરાફી મંડળીઓએ કાયમની થાપણ અથવા કરજ મેળવી સભાસદોને કરજ આપ્યું એટલે તેનું કામ પતી ગયું એમ લગભગ હમણાં સુધી સામાન્ય રીતે ગણાતું હતું. પરંતુ મોસમ પછી અથવા કેટલીકવાર આખા વર્ષ દરમ્યાન ખેડુતો પાસે જે પૈસા ફાજલ પડયા રહે છે તે ગામડાંઓની મંડળીઓ દ્વારા ગામડાના અથવા શહેરના વેપાર ઉદ્યોગ કે એવા બીજા કામ માટે ઉપયોગમાં લાવી શકાય તે બાબત જોઇએ તેટલું લક્ષ અપાયું નહોતું. સહકારી શરાફી મંડળીઓ ગામડે ગામડે હોવાથી પૈસા મૂકવા લેવાની તો તેના કરતાં વિશેષ સગવડ સંભવી શકે નહિ. અને ખેડુતોને પૈસા વ્યાજે મૂકવા વગેરે બાબતનું જ્ઞાન નથી હોતું તે જ્ઞાન આપવા માટે પણ પ્રાથમિક સહકારી મંડળીઓ જેવું સારૂં સાધન બીજું ભાગ્યેજ હોઇ શકે.

ખેડુતો પાસે મોસમ વખતે નાણું આવે છે તે વાત નિર્વિવાદ છે. મોસમ પછી ઘણા ખેડુતો પાસે નાણાં ફાજલ પડી રહે છે તે વાત પણ નિર્વિવાદજ છે. પરંતું આ નાણાંની થોડી ઘણી કે બધી રકમ ખેડુતને છુટક છુટક ઘરના અથવા ખેતીના કામ માટે વખતો વખત જોઇએ તેથી તે નાણું બાંધી મુદતની થાપણ તરીકે તેનાથી મૂકી શકાય નહિ. બાંધેલી મુદતની થાપણો ન હોય તેવી રકમ મંડળીઓથી કર્જઉ આપી શકાય નહિ તેથી થાપણો મૂકવા લેવાની એવી ગોઠવણની જરૂર છે કે જેથી ખેડુતોને જરૂરના પ્રમાણમાં તેમને તેમનાં નાંણાં પાછા મળે, અને મંડળીને તેવી થાપણો લેવાથી નુકસાન થાય નહિ આ દિશામાં કાંઇક કરવા માટે મેં૦ રજીસ્ટાર સાહેબે એક સરકયુલર (નં. એ. જી. કે સી. ૫૪ ઓગસ્ટ, ૧૯૨૧ નો) કાઢયો છે. અમુક શરતોથી અમુક પ્રદેશમાંની મંડળીઓને બચતની થાપણોની પદ્ધતિ સ્વીકારવાની રજા આપવા સૂચના કરવી તેવું તેમાં છે. સરકયુલરમાં રાખવામાં આવેલા નિયમો શરાફી ધંધાના સિદ્ધાંતો ધ્યાનમાં રાખી ઘડાયેલા છે. પરંતુ તેથી કાર્યક્ષેત્ર ઘણું નાનુ થઈ જાય છે તેમાં તો કાંઇ શંકાજ નથી. એ સરકયુલર પ્રમાણે મધ્યસ્થ જીલ્લા અથવા તેની શાખાની અથવા મુંબઇ મધ્યસ્થ બેંકની શાખાથી દશ માઇલથી ઓછી દૂર હોય અને "અ" અથવા "બ" વર્ગમાં હોય તેવી મંડળીઓથીજ એવું બચત થાપણનું ખાતું ઉઘાડાય તેવી મંડળીઓમાં પણ તેમના ભંડોળના પ્રમાણમાં બચત થાપણના ખાતામાં સ્વીકારવાની રકમની પણ હદ ઠરાવવામાં આવી છે. જે નિયમો ઘડવામાં આવ્યા છે. તે શરાફી ધંધાની દ્રષ્ટિએ બરોબર છે એમાં તો કાંઇ શંકા નથી. છતાં તેનાથી ખેડુતોની ઘણી થોડી મંડળીઓ પોતાના સભાસદોને શરાફી સંસ્થાઓમાં નાણાં મૂકવાનું શીખવી શકશે.

મંડળીઓની વધારાની રોકડ શિલિક ઘણા ભાગે પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકમાં મૂકવામાં આવે છે. એટલે ઘણી ખરી મંડળીઓને સેવિંગ્સ બેંકનું તો ખાતું હોય છેજ. તો ઘરમાં પૈસા રાખી મુકવાની ખેડુતોની બૂરી ટેવ ટાળવી હોય તો બધી પ્રાથમિક મંડળીઓને એવી પરવાનગી આપવી જોઇએ કે મંડળી સાથે પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકની જેવી શરતો હોય છે તેવી શરતોથી ગમે તેટલી થાપણ તેઓ સ્વીકારી શકે. પરંતુ તેવી થાપણો ઉપર પોસ્ટ ઓફિસ સેવિંગ્સ બેંકના કરતાં પા ટકો વ્યાજ ઓછું આપવું, અને તેવી રીતે સ્વીકારવામાં આવેલી રકમનો કોઈ પણ ભાગ કર્જ તરીકે સભાસદોને ધીરવો નહિ. આવી પરવાનગી આપવાની સુચના ઘણાને પહેલી દષ્ટિએ હાસ્ય જનક લાગશે. છતાં તે અત્યારની સ્થિતિ જોતાં બહુ અગત્યની છે. ઘર સિવાય બીજે કયાંઇ પોતાનાં નાણું રાખી શકાય એનો ખ્યાલ પણ ઘણા ખરા ખેડુતોને આવતો નથી. જો એક વખત તેઓ પોતાનાં નાણાં મંડળીમાં ગમે તે શર્તે મુકતા થાય તો પછી ધીમે ધીમે તેમને તે સંબંધેની બીજી પણ માહિતી મળશે.

આમ કરવાથી મંડળીઓ તે થાપણો દ્વારા કાંઈ મોટો નફો નહિ કરી શકે, અને માત્ર દલાલ–આડતીયા જેવુંજ કામ કરશે, છતાં ખેડુતોને થોડું વ્યાજ મળશે તે એક ફાયદોજ છે, અને તેનાથી પણ અગત્યની બાબત તો એ છે કે પૈસા સંબંધનો તેઓનો ખ્યાલજ બદલાઇ જશે. વળી કેટલેક ઠેકાણે ખેડુતો પોતાના પૈસા વેપારીઓને ત્યાં વગર વ્યાજે પણ મૂકે છે તે પૈસા પણ મંડળીઓમાં લાવી શકાશે ને ઉપરાંત હવે ખેડુતોને એમ પણ ઘણીવાર લાગવા માંડયું છે કે ઘરમાં પૈસા હોય તેને ચોરનો કે આગનો પણ ભય હોય છે તે લાગણી તે બીક નો લાભ મંડળીઓ સહેલાઈથી લઇ શકે. એમ કદાચ પ્રશ્ન કરવામાં આવે કે એવી રીતે ખેડુતો મંડળીઓમાં નાણાં મુકે તો પછી સેવિંગ્સ બેંકમાંજ પરભાર્યાં કેમ ન મુકે? તેનો જવાબ એટલોજ છે કે પોસ્ટ ઓફીસ સાથેની ભાંજગડમાં પડવા ખેડુત હમેશાં નાખુશ હોય છે. અમુક જાતની સહી અને અમુક જાતની અંગુઠાની છાપ વિગેરેથી તેઓ એકદમ કંટાળી જાય. વળી કેટલીકવાર પોસ્ટ ઓફિસ સેવિંગ બેંક માઇલ બે માઇલ ગામડેથી દૂર પણ હોય. તેવી સ્થિતિમાં મંડળીનો એક માણસ આઠ, દશકે તેથી વધારે સભાસદો માટે એક સાથે નાણાં લઇ આવી શકે અને સભાસદોને ગામમાં વહેંચી શકે.

બેંકની નજીકની મંડળીઓને પણ ઉપર પ્રમાણે વ્યવહાર કરવાની છૂટ હોવી જોઇએ તે ઉપરાંત તેમણેજો બેંક પાસેથી કેશ ક્રડિટ કે ઓવર ડ્રાફ્ટ મેળવ્યો હોય, અથવાતો બેંકમાં તે મંડળીઓની બાંધી થાપણના અમુક ટકા માટે કર્જ મળવાની ગોઠવણ કરી હોય તો સક્યુંલરમાં ઠરાવેલી હદ ઉપરાંત આવી, કેશ ક્રેડિટ, ઓવર ડ્રાફ્ટ કે બાંધી થાપણ સામેની કર્જની રકમ સુધી વધારે વ્યવહાર કરવાની મંડળીઓને છૂટ હોવી જોઇએ.



ગુજરાતનો કપાસનો પાક સુધરે અને તેની પ્રતિષ્ઠા પાછી જામે, તે માટે ખેતીવાડી ખાતાની મદદથી અથવા મદદ શિવાય સહકારી મંડળીઓ કયા કયા ભાગમાં શું શું કરી શકે? તે માટે સરકારની ખાસ મદદ માંગવાની જરૂર છે?

લેખકઃ—**ભીમભાઇ મોરારજી દેસાઇ.**

ગુજરાતમાં આજથી આસરે ૫૦ વર્ષ પૂર્વે મુખ્યત્વે કરીને નીચેની પાંચ જાતનો કપાસ થતો હતોઃ—

૧. ભરૂચી. સુરત તથા ભરૂચ જીલ્લામાં અને તેને લગતા દેશી રાજ્યોના ભાગમાં.

૨. રોઝી. ખેડા તથા અમદાબાદ જીલ્લાની ગોરાડુ જમીનોમાં.

૩. લાળીઓ. પંચમહાલ, ખેડા તથા અમદાબાદ જીલ્લાની ગોરાડુ અને બેસર જમીનોમાં તથા વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં.

૪. કાનમી. ભરૂચી તથા લાળીઆને મળતી જાત. ભરૂચ જીલ્લાની ઉત્તર પૂર્વે કાનમમાં.

૫. વાગડ. અમદાબાદ જીલ્લાની કાળી તથા ગોરળ જમીન ધોળકા, ધંધુકા, સાણંદ તથા વિરમગામ તાલુકાઓમાં તથા કાઠીઆવાડમાં.

ઉપલી પાંચ જાતોમાં છપ્પનના દુષ્કાળ પછી માઠીઆ કપાસે કાઠીઆવાડમાં તથા ધંધુકા તાલુકાના કેટલાક ભાગોમાં જ્યાં જ્યાં જમીન હલકી પ્રતીની હોય અને ઘણો વખત સુધી ભેજ જાળવી નહીં શકાય, ત્યાં ત્યાં પગપેસારો કીધો, અને દિનપર દિન તેની વાવણી વધતી ચાલી. તેમજ, દક્ષિણ ગુજરાતમાં અને બીજા ભાગોમાં જ્યાં જ્યાં લાળીઓ તથા કાનમી થતા હતા, ત્યાં ત્યાં ઘોઘારી કપાસે પગપેસારો કીધો. અને છેલ્લાં ૧૦–૧૫ વર્ષમાં એ ઘોઘારીનું વાવેતર એટલું બધું વધી ગયું કે જાણે ઉપર બતાવેલી લાળીયાની તથા કાનમીની જાતો જાણે તદન નાબુદ થઇ ગઇ, અને ભરૂચમાં ઘોઘારીનો ભાગ લગભગ ૭૦ થી ૮૫ ટકા જેટલો ભરૂચ જીલ્લામાં થયો.

આ ઘોઘારી કપાસે સુરત જીલ્લામાં પણ દેખાવ દીધો અને ચાંપતા ઉપાયો તેને અટકાવવા નહીં લેવાય તો સુરતી ભરૂચ કપાસ અને ખાસ કરીને નવસારી તરફનો કપાસ, જે આજે સારામાં સારો કપાસ ગણાય છે, તેમાં ઘોઘારીની સેળભેળ થઇ તેની આબરૂ જવાનો વખત નજીકમાં આવી લાગવાથી સરકારી ખેતીવાડી ખાતા તરફથી તેમજ વેપારી મંડળ તરફથી અને રૈયત તરફથી એક સરખી ચળવળ ચાલુ થઇ. તે ઉપરથી નામદાર મુંબઇ સરકારે સને ૧૯૧૯માં ગુજરાતના ડેપ્યુટી ડાયરેક્ટરના હાથ નીચે એક કોટન સુપરીન્ટેન્ડન્ટ તથા ચાર એગ્રીકલ્ચરલ અસીસ્ટંટો નીમીને આ ઘોઘારીના ફેલાવો થતો અટકાવવાને સારી જાતના કપાસના બી આપવાની યોજનાને કામચલાઉ મંજુરી આપી. આ સ્ટાફે ગયાં બે વર્ષમાં ઘણું સારું કામ કરી બતાવી સરકારની ખાત્રી કરી આપી કે, જો આ ક્રમ ચાલુ રાખવામાં આવે તો થોડા વખતમાં ગુજરાતની જાતો સુધરી જાય અને લોકોને તેમજ વેપારને ઘણો ફાયદો થાય. આ હેતુથી આ કપાસનું ખાતું સરકારે હાલમાં કાયમ કર્યું. આ ઉપલો સ્ટાફ ચાલુ સાલે ૯૦૦૦ એકર જમીન એમની દેખરેખ નીચે રાખી તથા બીજા ૯૦૦૦ એકર ઉપર સુરત કોટન કમીટીના મેમ્બરો પાસેથી રાખવી તે બધા પાકમાંથી થતા કપાસીઆ ખેડુતોમાં વહેંચી ઓરાવવાની તજવીજમાં છે. ગયા બે વર્ષમા બીના કપાસીઆ વહેંચવાનું કામ સરકારી ખેતીવાડી ખાતાં તરફથી જુદે જુદે સ્થળે ડીપો કાઢીને કરવામાં આવતું, એટલુજ નહીં; પરંતુ ઉપર બતાવેલું બી ચોખ્ખું મેળવવાને માટે ૬૦૦૦ એકર જમીન ઉપર દેખરેખ રાખીને તેનો માલ પીલાવીને હરરાજીથી વેચવાનું કામ પણ તેનેજ કરવું પડે છે.

આમ કરવાથી આખા ગુજરાતનો કપાસ સુધારીને પહેલાંની સ્થિતી ઉપર લાવતાં સરકારને ઘણાં વર્ષ લાગશે. એટલુંજ નહીં, પરંતુ રૈયતને થતો લાભ પણ પ્રમાણમાં ઓછોજ થાય છે. માટે આ કામ ઘણી ત્વરાથી, થોડા ખર્ચમાં તથા થોડા વખતમાં થાય એવી યોજના કરવાની ખાસ જરૂર છે.

ચાલુ પદ્ધતી પ્રમાણે જેટલી જમીનના પાક ઉપર ખેતીવાડી ખાતું દેખરેખ રાખે છે, તેટલાજ ભાગના ખેડુતોને સારો કપાસ ઉગાડવાનો લાભ મળે છે. પરંતુ બીજા બધા ખેડુતો જેમને આ બી આપવામાં આવે છે, પરંતુ તેના માલનું વેચાણ આ ખાતા તરફથી થતું નથી, તેમને સારા માલ બદલ જે કિંમત મળવી જોઇએ તે મળતી નથી, અને તેથી લોકો નાસીપાસ થાય છે. અને ચોખ્ખું બી એક સરખી રીતે મોટા વિસ્તારમાં ઓરાવું જોઇએ તેમ નહીં થતાં છુટા છવાયા ગામો અને ખેડુતો તે લઇ જાય છે, જેનો પૂરો ફાયદો ખેડુતને કે વેપારને થતો નથી. જો આ યોજનાનો પૂરો ફાયદો લેવો હોય તો માત્ર એકજ ઇલાજ હાલમાં નજરે પડે છે, અને તે માત્ર સહકાર પદ્ધતીએ કામ લેવાથીજ થાય એમ છે.

સુરત સરકારી ફાર્મ ઉપરથી ઘણા વર્ષના અખતરા પછી પસંદ કરેલા કપાસીઆનું બી પેદા કરેલું છે. હાલમાં તેનું ઓરાણ ખેતીવાડી ખાતાની દેખરેખ હેઠળ નર્મદાના દક્ષિણ ભાગમાં લગભગ નવહજાર ૯૦૦૦ એકર જમીનપર થયું છે. ખેડુતોને આ કપાસીઆ ઓરવાથી સારો ફાયદો થાય છે; કારણ કે, તેમાંથી રૂનો ઉતારો વધારે નિકળે છે, તેમજ તેનો તાર સારો હોવાથી રૂનો ભાવ વધુ ઉપજે છે. તેમજ તેની એકરે નીપજ પણ વધુ થતી હોવાથી ખેડુતોને બધી રીતે ફાયદો થાય છે. આ ૯૦૦૦ એકર જમીન ઉપર પાકેલા કપાસનું બી જો સહકારી

મંડળીઓ ખેતીવાડી ખાતાની પાસેથી લઇને તેમના મુખ્ય સભાસદોને વહેંચે. તો તેનું ઓરાણુ લગભગ એક લાખથી દોઢલાખ એકર ઉપર થઈ શકે, અને તેમાંથી પાકેલા કપાસને ચોખ્ખો વાળાવી બી જુદું રાખે તો બીજે વર્ષ આખા સુરત જીલ્લાને અથવા તો આખા નર્મદાના દક્ષિણ કિનારા સુધીના ભાગને પુરતું બી આપણી પાસે થઇ શકે. ખેડુતો આ બી લઇ, ચોખ્ખું વાવે, અને વેચે, તે માટે પ્રથમ સહકારી મંડળી તરફથી તેમના વેચાણની સગવડ થવી જોઇએ.

હાલમાં કપાસ પસંદ કરવાની પદ્ધતીથી તદ્દન ચોખ્ખું બી ખેડુતને પાંચમી સાલે મળે છે. અને ઉપલી રીત મુજબ તે સાતમે વર્ષે સહકારી મંડળીઓને મળે. માટે ખેડુતને ત્યાં અગર જીનમાં કાંઇ ભેળસેળ ન થાય તે માટે સહકારી મંડળીઓને આ કપાસીઆથી ઓરાયલા ખેતરોમાં ચોખ્ખો પાક રાખવા માટે સરકારી ખેતીખાતાના અમલદારોની દેખરેખની જરૂર છે. આ પદ્ધતીથી દર વર્ષે ખેતીખાતાની પાસેથી ૯૦૦૦ એકરપર થયેલા કપાસનું બી સહકારી મંડળીઓને મળે, અને તે મંડળીઓ તે બી પોતાના સભાસદોને અગર સભાસદોના આખા ગામમાં વહેંચી, તેમાંથી જે બી ઉત્પન્ન થાય, તે આખા ભાગમાં બીજે વર્ષે વહેંચે. આ રીતે સહકારી મંડળીઓને સારામાં સારા કપાસીઆ દર વર્ષે મળશે.

ટુંકામાં કહેવાનું કે. (૧) સરકારે દર વર્ષે સરકારી સુરત ફાર્મપરથી કપાસીઆ પેદા કરી તેમાંથી ૯૦૦૦ એકર જમીનનું ઓરાણુ થાય ત્યાં સુધી તેની ઉપર બધી જાતની દેખરેખ રાખી તેમાંથી થતું બી સહકારી મંડળીઓને આપવું. (૨) મંડળીઓ તે બી મોટા પ્રમાણમાં ઓરાવી તેમાંથી થતું બી આખા ભાગમાં વહેંચે.

ઉપર પ્રમાણેજ, સરકાર ભરૂચ જીલ્લામાં તથા તેને લગતા ભાગને માટે ભરૂચ ફાર્મ ઉપર ત્યાંની આબોહવાને અનુકુળ પડતું બી ઉત્પન્ન કરી તે ભાગની સોસાઇટીઓને આપે, અને તેની મારફતે વધુ ફેલાવો ઉપર બતાવ્યા પ્રમાણે કરે. અને તેજ પ્રમાણે ઉત્તર ગુજરાતમાં સાણંદમાં તે પ્રમાણે કરીને ગુજરાતના કપાસને અસલ સ્થિતિ ઉપર લાવી, તેમાં વધુ સુધારો કરવાની તજવીજ ચાલુ રાખે.

આ ઉપલી યોજના અમલમાં મુકવાને માટે સરકારે કોઓપરેટિવ ખાતા મારફતે હાલમાં નર્મદાના દક્ષિણ કિનારાથી લઇને તે વલસાડ સુધીમાં જ્યાં જ્યાં તે ખાતાની સારી સરાફી સોસાઇટીઓ હોય, ત્યાં ત્યાં જેટલી બને તેટલી કોટનસીડ સોસાઇટીઓ દરેક છ છ ગામના ગ્રુપને માટે અકેકી કાઢવી.

(૨) હાલમાં ઉપલા ભાગમાં જેટલી બને તેટલી, અને જ્યાં બને ત્યાં કોટન સેલ સોસાઇટીઓ કાઢવી. અને આગળ ઉપર જ્યારે કોટનસીડ સોસાયટીઓ સારા પાયા ઉપર આવે, અને સારી રીતે ચાલતી થાય, ત્યારે તેના દરેક ગ્રુપને માટે એક એક કોટન સેલ સોસાઇટી કાઢવી.

પરંતુ આ સોસાઇટીઓ સારી રીતે કામ કરતી થાય, અને સારી હાલતમાં આવી પગભર થાય ત્યાં સુધી એને સરકારની મદદની જરૂર છે. કારણ, આ કામ તદન નવું છે. લોકો ઘણે ભાગે તેથી અજાણ છે. અને તે ચલાવવામાં સારા પ્રમાણીક તથા બાહોશ માણસોનું કામ છે. માટે જ્યાં સુધી લોકો જાતે આ કામ શીખી આ સોસાઇટીઓ ચલાવવાને લાયક થાય, ત્યા સુધી એને સરકારની મદદની ખાસ જરૂર છે. અને તેથી તે નીચે પ્રમાણે ત્રણ વર્ષ માટે મદદ આપવાની જરૂર છે. તે મુદત બાદ આ સોસાઇટીઓએ પોતાનું કામ પોતે, સરકારની બીલકુલ મદદ સિવાય ચલાવી લેવું જોઇએ.

### સરકારે આપવાની મદદઃ—

(૧) દરેક બે કોટનસેલ સોસાઇટીને એક રૂ. ૮૦ થી રૂ. ૧૦૦ના પગારનો એગ્રિકલ્ચરલ ઓર્ગનાઇઝર, ત્રણ વર્ષને માટે આપવો.

(૨) દરેક છ અથવા વધુ કોટનસેલ સોસાઇટીઓને રૂ. ૨૦૦)ના પગારનો એક બાહોશ માણસ, ત્રણ વર્ષને માટે આપવો.

(૩) ૯૦૦૦ એકર ઉપર દેખરેખ રાખી, ચોખ્ખું બી પુરૂં પાડવાનું કામ ખેતીવાડી ખાતાએ હાલનીજ માફક ચાલુ રાખવું.

હાલમાં આ ઉપર બતાવેલા એગ્રિકલ્ચરલ ઓર્ગનાઇઝેશએ સોસાઇટીના બી વેચવાથી લઇને તે બીમાંથી થતો માલ પીલાઇને વેચાય ત્યાં સુધી દરેક બાબત ઉપર દેખરેખ રાખી, તેના હિસાબ રાખી, લોકોને ફાળે પડતાં નાણાં આપવા વિગેરે કામ કરવાનું છે. અને એ લોકો ઉપર ઉપર દર્શાવેલો રૂ. ૨૦૦)નો ઓફીસર દેખરેખ રાખશે, તથા સાઇટીઓનો માલ વેચવામાં વેપારીઓ સાથે, આડતવાળા સાથે, તથા જેમાં જેમાં જરૂર લાગે, તેવી દરેક બાબતો ઉપર બારીક દેખરેખ રાખી સોસાસાઇટીઓને તથા ખેડુતોને વધુ ફાયદો થાય.

જો ઉપર પ્રમાણે વ્યવસ્થા થાય, અને કોટનસીડ સોસાઇટીઓ અને કોટનસેલ સોસાઇટીઓ મોટા પ્રમાણમાં સ્થપાય, તો આખા ગુજરાતનો કપાસનો પાક ઘણી ટુંક મુદતમાં સુધારીને ચોખ્ખો થાય; એટલુંજ નહીં, પરંતુ ખેડુતોને તેમજ વેપારને મોટામાં મોટો ફાયદો થવાની ઉંચી આશાઓ ફળીભૂત થવામાં બીલકુલ વિલંબ થાય નહીં.

---

# સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી મંડળીઓ

લેખકઃ—**ડી. એ. શાહ.**

હિંદુસ્તાનમાં અને વિશેષે કરીને મુંબાઈ ઇલાકામાં મંડળીઓની સ્થાપના અને નોંધ કરતી વખતે એક એવો નિયમ પાળવામાં આવે છે કે એક મંડળી એક જાતના કામ માટેજ હોવી જોઈએ. પૈસા ધીરવાના હોયતો તેને માટે એક મંડળી હોય; ખેડુતોનેબી પૂરું પાડવાનું હોય તો તે ને માટે પણ એક જૂદી મંડળી જ જોઈએ; આમાંની એક અથવા બન્ને મંડળીઓના સભાસદો માટે સુધરેલી ઢબનાં ખેતીનાં એક બે ઓજાર લાવીને રાખવાં હોય તો વળી તેને માટે પણ બીજી એક જૂદી મંડળી જોઈએ; તેજ પ્રમાણે ખેડુતોને મીઠું ઘાસતેલ, કે કપડું ઘરના ઉપયોગ માટે જોઈતું હોય તો તેને માટે પણ એક જૂદો સ્ટોર ઉઘાડવો જોઈએ. ખેડુતોને અનાજ કે ઘાસ ભરી રાખવાનું કે કરજે દેવાનું કે વેચવાનું કે ઢોરના ઉછેરનું કે ઢોરના વીમાનું કામ સહકારી પદ્ધતિથી માથે લેવાનું હોયછે તો તે દરેક જાતની સહકારી પ્રવૃત્તિ માટે જૂદી જૂદી મંડળીઓ સ્થાપ્યા સિવાય બીજો માર્ગ નથી હોતો. સહકારી સંસ્થાઓ વિષેના હાલના આવા પ્રચલિત નિયમથી અજાણ્યુ કોઈ ગૃહસ્થ એકાદ નાના પણ સાધારણ આગળ પડતા ગામડામાં જાય તો ત્યાં તેને ત્રણ, ચાર, પાંચ કે તેથી પણ વધારે સહકારી મંડળીઓ નજરે પડે. આ મંડળીઓ જોતાંજ તેને સાહજિક પ્રશ્ન થાય કે "આવા નાના ગામડામાં આટલી બધી મંડળીઓ રાખવા કરતાં એકજ મંડળી રાખી હોય, અને તેને બધું કામ કરવાનું સોંપ્યું હોયતો ?" આ પ્રશ્ન એટલો કુદરતી છે કે આજ સુધી તે ચારે બાજુથી ઉઠાવવામાં કેમ નહિ આવ્યો હોય તેજ જરા આશ્ચર્ય જેવું લાગેછે. છતાં શરૂઆતમાં સહકારી સંસ્થાઓનો અનુભવ લેવાનો હતો, ધીમે ધીમે પગલાં માંડવાનાં હતાં, લોકોને એ સંબંધે ક્રમે ક્રમે માહિતગાર કરવાના હતા, ત્યાં સુધી સભાસદોને હિતકર દરેક આર્થિક પ્રવૃત્તિ માટે જૂદી જૂદી મંડળીઓ સ્થાપવામાં આવે અને તે સામે બહુ વાંધો ઉઠાવવામા ન આવે તે સમજી શકાય તેવી વાત છે. પરંતુ પહેલો સહકારી શરાફી મંડળીઓનો કાયદો થયો ત્યારથી આજ સુધી—લગભગ સત્તર વર્ષ—માં સહકારી હીલચાલે કરેલી પ્રગતિ ને લીધે પરિસ્થિતિ બદલાઈ છે તે તો ઉઘાડું છે. અને બદલાયેલી પરિસ્થિતિમાં પણ સત્તર વર્ષ પહેલાં, અથવા સાત વર્ષ પહેલાં અમુક નિયમ અનુકૂળ હતો માટે આજ પણ તેનુંજ પાલન કરવું એવુ કહેવાની ધૃષ્ટતા તો ભાગ્યેજ કોઈ કરી શકે.

ત્યારે હાલની પરિસ્થિતિ કેવી છે? છેલ્લાં સત્તર વર્ષમાં સહકારી શરાફી મંડળીઓના કામકાજથી ગામડાંના લોકો પરિચિત થયા છે. તેવી મંડળીઓના ફાયદા તેમને જણાયા છે. સહકારી હીલચાલમાં અને તેમની પોતાની કામ કરવાની શક્તિમાં ખેડુતોને ધીમે ધીમે શ્રદ્ધા બેસતી જાય છે. શરાફી સિવાયનું બીજું કામ પણ સહકારી પદ્ધતિથી કરીને પોતાનો લાભ સાધવાની ઇચ્છાનો અંકુર ખેડુતોના મનમાં ફૂટયો છે. તે અંકુર મોટો થઈ કેટલેક ઠેકાણે

ફાયદો અને કાઢ્યો પણ છે. અને શરાફી સિવાયની કેટલીક સારૂં કામ કરતી મંડળીઓ આ કાલનો પ્રત્યક્ષ પૂરાવો છે. આ સ્થિતિએ સહકારી હીલચાલ અને ખેડૂતો પહોંચ્યા હોય તો હાલના નિયમમાં કાંઇ ફેરફાર કરવાની જરૂર છે કે નહિ તેનો વિચાર કરવો જોઇએ. તે વિચાર કરતાં આપણી સમક્ષ બે બાબતો તરી આવે છે. એક એ કે હિંદુસ્તાનનાં ઘણાં ખરાં ગામડાં બહુ નાનાં હોય છે, અને બીજી એ કે આવાં ગામડાંમાં કામ કરવાની ઇચ્છા અને શક્તિવાળાં માણસો બહુ થોડા હોય છે. તેથી જૂદી જૂદી મંડળીઓ સ્થાપવાથી જૂદા જૂદા માણસોને હાથે કામ થવું જોઇએ તે થતું નથી એટલુંજ નહિ પરંતુ જે માણસો કામ કરનારા હોય છે તેમના ઉપર કેટલોક જરૂર વગરનો કામનો બોજો પણ આવે છે. સાધારણ રીતે સહકારી મંડળીઓના કાર્યવાહકોને તેમના કામ માટે પૈસાના રૂપમાં કાંઇ લાભ આપવામાં આવતો નથી; તેથી જો મળી શકે તેમ હોય અને જૂદા જૂદા માણસોને જૂદું કામ સોંપવામાં આવ્યું હોય તો કોઇને બોજા રૂપ ન થતાં કામ સારૂં થાય એમ ધારી શકાય. અને પૂરતા માણસો મળી શકે ત્યાં બીજા ફાયદા ગેર ફાયદા ન ગણીએ તોપણ આ એક મોટો ફાયદો જૂદી જૂદી મંડળીઓની તરફેણમાં બતાવી શકાય પરંતુ જ્યારે આ ફાયદો પણ ન હોય ત્યારે તો જૂદી મંડળીઓ નોંધાવવાની, જૂદા જૂદા પેટા કાયદા રાખવાની, જૂદા જૂદા સભાસદો કરવાની, જૂદી જૂદી સાધારણ સભાઓ અને કમિટીની સભાઓ ભરવાની, જૂદાં જૂદાં દફતરો રાખવાના, જૂદા નફા તોટાનાં સરવાયાં કાઢવાની વિગેરે ભાંજગડ શા માટે જોઇએ તે એકદમ સમજી શકાય તેમ નથી. સર્વ સામાન્ય હેતુવાળી મંડળીઓ સાથે એક મુખ્ય વાંધો એ બતાવવામાં આવે છે કે ધીરધારનો ધંધો બેંકિંગ, અને વેપાર તેને એક સંસ્થામાં જોડી દેવાં તે કોઇપણ કાળે સહીસલામત નથી. આ વાંધો ઇંગ્લંડમાં જેટલે અંશે ઉઠાવવામાં આવ્યો છે તેટલે અંશે જર્મની કે આયર્લંડ જેવા દેશોમાં ઉઠાવવામાં આવ્યો નથી. ઇંગ્લંડની ઘણી ખરી સહકારી પ્રગતિ કારખાનાંઓના કામદારને લગતી છે, ખેડુતોને લગતી નથી. તેથી ત્યાં જે વસ્તુ વાંધા ભરેલી લાગે તે હિંદુસ્તાન જેવા ખેતી પ્રધાન દેશમાં પણ વાંધા ભરેલી હોવીજ જોઇએ એવું ભાગ્યેજ માની શકાય. શરાફી મંડળીઓ પોતાના સભાસદો માટેઓ ઉગાડી, અથવા ખાતરકે ખેતીનાં ઓજારો કે બીજી તેમને ખેતી માટે અથવા ઘરના ઉપયોગ માટે જોઇતી વસ્તુઓ મંગાવી પૂરી પાડે, અને સભાસદોનું આર્થિકહિત સધાય તેવી બીજી પ્રવૃત્તિઓ આદરે તો તેથી કામમાં ગોટાળો થાય તે બગડવુંજ જોઇએ એમ તો માની નજ શકાય. વેપારમાં જોખમ વધારે હોય છે તે ઉઘાડું છે, પરંતુ ખેડુતોની જરૂરીયાતો પૂરી પાડવા માટે જેને વેપાર કહેવામાં આવે તે અને સામાન્ય રીતે શહેરોમાં જેને વેપાર કહેવામાં આવે છે તે વચ્ચે ઘણો ફેર હોય છે તે પણ ઉઘાડુંજ છે. ખેડૂતો સાથેના વેપારમાં વધારે પડતો નફો કે નુકસાન થવાનો સંભવ ઓછો હોય છે. છેલ્લાં થોડાં વર્ષ થયાં ચીજોના ભાવોમાં અણધાર્યા મોટા ફેરફારો થયા હતા. છતાં, છતાં ગામડાના જે વેપારીઓ માલ જથ્થાબંધ લાવીને ખેડુતોને છૂટક વેચવાનું કામ કરતા હતા, તેઓને બહુ નુકસાન થયું હોય તેવું જાણવામાં આવ્યું નથી. જે લોકો આગળથી કપાસ વિગેરે ખરીદ કરી ભાવ ચડે તો તેનો લાભ લઇ મોટો નફો મેળવવાનો પ્રયત્ન કરતા હતા તેમને અલબત ઘણું નુકસાન ખમવું પડયું છે; પરંતુ આવા વેપારીઓ વેપાર કરે છે તેને બદલે સટ્ટો કરે છે તેમ કહેવું વધારે યોગ્ય છે. આવો સટ્ટો સહકારી મંડળીઓ ન કરે, અને સભાસદોને સગવડ અથવા લાભ થાય તે માટે જરૂરનો વેપાર કરે તો તેમાં જોખમ હોય તો પણ તે ઘણું થોડું છે.

કદાચ ઘડીભર એમ પણ માની લઇએ કે શરાફી અને વેપાર એ બન્ને એકત્ર કરવા તે બરોબર નથી, તો પણ ખેડુતોને જરૂરની બીજી પ્રવૃત્તિઓ માટે પણ શા માટે જૂદી જૂદી મંડળીઓ રાખવાનો નિયમ જોઇએ ? એકજ મંડળી શા માટે બધું કામ ન કરી શકે ? આનો સંતોષકારક જવાબ આપી શકાય તેવું નથી.

જ્યાં એકનાં એક માણસોને બધી મંડળીઓના કાર્યવાહક તરીકે કામ કરવું પડે છે ત્યાં તેઓ એકજ મંડળીના કાર્યવાહક હોય તો એક વખતેજ બધું કામ ઉકેલી શકે, અને દરેક મંડળી માટે જુદું જુદું કામ બતાવવાની તકલીફમાંથી બચી જાય જુદી જુદી પ્રવૃત્તિ માટે એક અથવા વધારે યોગ્ય પગારદાર માણસ રાખી તેઓ પાસેથી કામ પણ લઇ શકાય કામ બહુજ વધી જાય અને પોતાના વખતનો વારંવાર ભોગ આપવાની બધા કમિટીના સભાસદોની

ઇચ્છા ન હોય તો કદાચ કમિટીના સભાસદો—તેમને ડીરેકટરો કહો તો ડીરેકટરોને પણ દરેક સભામાં આવવા બદલ થોડી ફી રાખી શકાય. અનુભવી માણસોની સલાહ અને દેખરેખ નીચે કામ થતું હોવાથી તે સારૂં થવાનો સંભવ વધારે તે ઉપરાંત જુદી જુદી મંડળીઓ હોય અને તેમાં એકાદ બે સભાસદો જુદા હોય તો તેટલીકવાર એક દૃષ્ટિ બિંદુથી કામ ચાલતું નથી એટલુંજ નહિં પરંતુ નહિ ઇચ્છવા યોગ્ય સ્પર્ધા અને ઇર્ષા પણ ઉત્પન્ન થાય છે. સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી એક મંડળી હોય તો આ સર્વ ટાળી શકાય. તે ઉપરાંત હિસાબ વિગેરે સંબંધી ઘણી તકલીફ ઓછી થઈ જાય તેતો જુદુંજ. એકજ સભાસદને શરાફી મંડળીમાંથી પૈસા ધીરવાના હોય અને તેને ખાતર કે બીની મંડળીમાંથી ખાતર કે બી લેવાનું હોય તો હાલતો કાંતો સભાસદના હાથમાં પૈસા આપવામાં આવે છે અને તેમાંથી કેટલાકનો દુરૂપયોગ પણ થાય છે, અથવાતો કેટલીકવાર એક બીજી મંડળીઓમાં જમે કરાવવા પડે છે, અને તેમાં પણ ઘણી અગવડો ઉભી થાય છે. હાલ શરાફી મંડળીઓમાં સભાસદોનાં ફાજલ નાણાં આકર્ષવા માટેની બધી યોજનાઓમાં એક મોટી મુશકેલી એ નડે છે કે મંડળી પાસે આખો દિવસ—છેવટે જ્યારે જરૂર પડે ત્યારે કામ કરે તેવો માણસ નથી હોતો તેવો માણસ પગાર આપીને રાખવાની તેનામાં શકિત નથી હોતી. જો એકજ મંડળીને જૂદું જૂદું કામ કરવાની પરવાનગી મળે તો તે એક સ્વતંત્ર પગારદાર માણુસ રાખી શકે, અને તેથી ખેડૂતોની નાણાં સંઘરી રાખવાની ટેવ ટાળી શકાય.

બીજો એક વાંધો એ લેવામાં આવે છે કે ગામના ખેડુતો ને ઓછો તો જ્ઞાન થોડું હોય છે અને વેપારનો અનુભવ પણ હોતો નથી. તેમાં તેમને જુદી જુદી જાતનું કામ કરવાનું કહેવું તે તેમને નિષ્ફળ થવાનું કહેવા બરોબર છે. પરંતુ આ વાંધો વ્યાજબી નથી. ન સમજતા હોય, પોતાની શકિતમાં શ્રધ્ધા ન હોય, શરાફી જેવું સહેલું કામ ભાગ્યેજ કરી શકતા હોય તેવા માણુસોને જુદી જુદી જાતનું કામ સહકારી પધ્ધતિથી એકજ મંડળીમાં કરવાનું કોઈ કહેતુંજ નથી મુખ્ય મુદ્દો તો એટલોજ છે કે જ્યાં ખેડુતો થોડાઘણા અનુભવી છે, જ્યાં થોડા પણ યોગ્ય કાર્ય વાહકો મળી શકે છે, ત્યાં જુદી જુદી મંડળીઓ સ્થાપવી તે સારૂં છે કે એકજ મંડળી રાખી સભાસદોને જરૂરનું બધું કામ કરવા કહેવું તે સારૂં છે. સવાલ એટલોજ છે કે એક ગામડું કે જ્યાં એક શરાફી મંડળી કેટલાંક વર્ષથી સારી રીતે ચાલે છે. જ્યાં કદાચ એક ખાતરની મંડળી પણ સારી રીતે ચાલે છે, અને જ્યાં સભાસદોને સહકારી સંસ્થાદ્વારા બી અથવા ઓજાર અથવા ઘરના ઉપયોગનો સામાન પૂરો પાડવાની, અથવા સભાસદોને હિતાવહ બીજી કોઇ એવીજ પ્રવૃત્તિ આદરવાની ઇચ્છા સભાસદોને થાય છે તે વખતે તેમને શું કહેવું ? તેમને એમ કહેવું કે તમે દરેક બાબત માટે જુદી જુદી મંડળીઓ સ્થાપો કે એમ કહવું કે તમે શરાફીના અથવા ખાતર પુરૂં પાડવાના કામ સાથે આ પણ કામ કરો અને તે માટે પેટા કાયદામાં જરૂર જેટલો સુધારો કરો ? એકજ મંડળીમાં જુદું જુદું કામ કરવાની રજા બધી સ્થિતિનો વિચાર કરીનેજ આપવાની છે. પરંતુ એક વખત સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી મંડળીઓ સ્થાપવામાં હરકત નથી એટલું સ્વીકારવામાં આવે તોજ એવી મંડળીઓ થોડે ઠેકાણે પણ સ્થાપન કરી શકાય નહિ તો ગમે તેવી યોગ્ય જગ્યા હોય, સભાસદો ગમે તેટલા કેળવાયેલા હોય અને કાર્યવાહકો ગમે તેટલાં ઉત્સાહી અને કુશળ હોય તો પણ તેમનાથી એક મંડળીદ્વારાતો બધું કામ નજ થઈ શકે.

બીજા દેશનો અનુભવ જોઇએ તો પણ સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી મંડળીઓના વિચારને પુષ્ટિ મળે છે. ઇગ્લંડ જેવા દેશની સ્ટોર મંડળીઓ પોતાના સભાસદો જોઇતો માલ બનાવે છે, તેમના માટે ઘરો બાંધે છે એટલુંજ નહિ પરંતુ કેટલેક ઠેકાણે તો પૈસા ધીરવાની શરૂઆત પણ કરવામાં આવી છે. છતાં ઇંગ્લંડનો દાખલો આપણને બરોબર લાગુ પડે નહિ મુંબઈ ઇલાકામાં અનિયમિત જવાબદારીવાળી ખેડુતોની મંડળીઓનું બંધારણ જર્મનિમાં રેફીસન નામના ગૃહસ્થે કાઢેલી મંડળીઓના નમુના ઉપરથી ઘડવામાં આવ્યુ છે. રેફીસેન પોતે સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી મંડળીઓની તરફેણમાં હતો, દૂધમાંથી માખણ, પનીર વિગેરે બનાવવાનું, સભાસદોને જોઇતી વસ્તુઓ પૂરી પાડવાનું વિગેરે કામ સરાફી મંડળીઓનેજ સોંપવું એવો તેનો મત હતો. જો કે તેજ પ્રમાણે બરોબર બન્યું એમ તો ન કહી શકાય તો પણ એટલું તો ચોકકસ છે કે એકજ સંસ્થાદ્વારા સભાસદોની ખેતીનાં સાધનો વિગેની કે ઘરની જરૂરીયાતો પૂરી પડતી હોય તેવી મંડળીઓના દાખલા જર્મનમાં સંખ્યાબંધ છે, અને એકજ મંડળી માર્ફત બધી

જાતનું કામ કરાવી લેવાનું વલણ વધતું જાય છે. આયર્લેંડ કે જ્યાંની ખેતી સંબંધીની સ્થિતિ હિંદુસ્તાનની સ્થિતિને મળતી આવે છે ત્યાં પણ દૂધનો માલ બનાવનારી મંડળીઓને સર્વ સામાન્ય ઉદ્દેશોવાળી મંડળીઓમાં ફેરવી નાખવાનું વલણ વધતું જાય છે. દૂધનો માલ બનાવનારી મંડળીઓ વેચાતો લઇને અથવા ખાસ કારખાનાં ચલાવીને સભાસદોને માલ પૂરો પાડવા માંડી છે એટલુંજ નહિ પણ પૈસા ધીરવાનું કામ પણ તેમણે શરૂ કર્યું છે ફિન્લેંડ વિગેરે બીજા દેશોનું વલણ પણ સર્વ સામાન્ય ઉદ્દેશો વાળી મંડળીઓ તરફ છે. ફ્રાન્સમાં તો ખેતી સંબંધના સિંડિકેટોદ્વારા સહકારી અને બીજી પ્રવૃત્તિઓ થતી હોવાથી સિંડીકેટો તો વળી સર્વ સર્વ સામાન્ય ઉદ્દેશવાળી મંડળીઓથી પણ વધારે કામ પોતાના સભાસદો માટે કરે છે. સામેની બાજુએ માત્ર એક ડેન્માર્ક દેશનો દાખલો આપી શકાય છે. તે દેશમાં એક ખેડૂત ચાર પાંચ કે તેથી પણ વધારે મંડળીઓનો સભાસદ હોય તે સાવ સાધારણ વાત ગણાય છે. દૂધનો માલ બનાવી વેચવા માટે, ડુક્કરના માંસ માટે, ઈંડા માટે, ખેડૂતને જોઇતા ખાતર વિગેરે માટે એમ ઘણી બાબતો માટે જુદી જુદી મંડળીઓ હોય છે. તે દેશ પણ ખેતી પ્રધાન છે. પરંતુ તેમ હોવા છતાં એક બાબતમાં તે હિંદુસ્તાનથી તદ્દન જુદો છે. હિંદુસ્તાનનો ખેડૂત વર્ગ મોટે ભાગે અભણ છે, અને યુરોપના ખેડૂત વર્ગ સાથે તેની સરખામણી પણ થઇ શકે તેમ નથી. છતાં યુરોપમાંના બીજા બધા દેશોના ખેડૂતો કરતાં ડેન્માર્કના ખેડૂતો ઘણા વધારે કેળવણી પામેલા છે તેમાં જરા પણ શંકા જેવું નથી. તે ઉપરાંત વિશેષ તો એ છે કે ડેન્માર્કમાં સહકાર વિષે ઘણા ખરાને ખાસ કેળવણી મળેલી હોય છે. આવા દેશમાં જુદી જુદી મંડળીઓ માટે કામ કરનારા મળે અને તેથી જુદી જુદી મંડળીઓ કાઢવામાં આવે તો તેમાં બહુ આશ્ચર્ય જેવું નથી. પરંતુ ડેન્માર્કનું દૃષ્ટાંત હિંદુસ્તાન જેવા કેળવણીમાં પછાત દેશને તો નજ લાગુ પડી શકે.

આટલી ચર્ચાનું તારતમ્ય એ નીકળે છે કેઃ-

(૧) હાલની સારી શરાફી અથવા બીજી મંડળીને બીજો કાંઇ બાધ ન હોય અને સભાસદોની ખાસ ઇચ્છા હોય તો સર્વ સામાન્ય ઉદ્દેશો વાળી મંડળીનું બંધારણ સ્વીકારવા દેવું જોઇએ; જો તેમ ન બની શકે તો

(૨) શરાફીનો વ્યવહાર બાદ કરતાં બીજી બધી બાબતો-ખેતીનાં સાધનો પૂરાં પાડવાં, માલ વેચવો, ઘરના ઉપયોગ માટેની ચીજો પણ પૂરી પાડવી વગેરે-માટે એક મંડળી રાખવા દેવાની છૂટ આપવી જોઇએ; તેમ પણ ન બને તો છેવટે

(૩) ખેતીને લગતો બધો માલ પૂરો પાડવા માટે અને ખેતીનો પાક વેચવા માટે એકજ મંડળીને, બીજો કાંઈ બાધ ન હોયતો, પરવાનગી આપવી જોઈએ.



# અવકાશના વખત માટે મંડળીઓના સભાસદનાના કુટુંબોમાં કાંઇ ઘરગથ્થુ ઉદ્યોગો દાખલ કરી શકાય તેમ છે?

લેખક **અહમદખાન. બી. પઠાણ.**

સહકારી મંડળીઓ ઘણા ભાગે ખેડૂતોની છે. ને તેઓનો ધંધો ખેતીનો છે. તેથી દરેક સભાસદને કપાસનો પાક થવાનો તે ધંધાની અગવડતાને લીધે વેચી પોતાને જોઇતાં લુગડાં લાવે છે, ને પોતાના માલની બરાબર કીંમત ઊપજાવી શકતા નથી. ને ખેતીના કામથી નવરાશની વખતે વગર ધંધે બેશી રહે છે, તેમ તે વખત શામાં ગાળવો તેની સમજપણ તેમને પડતી નથી. તેથી તેમને ઊદ્યોગે વળગાડવાની ખાસ જરૂર છે. માટે દરેક કુટુંબમાં રેંટીઓ કપાસ પીળવાનો ચરખો ને હાથ વણાટની સાળ દાખલ કરાવવાની જરૂર છે કે જેનાથી ખેતીનો ફુરસદના વખતે કપાસ પીલી રૂ બનાવે ને તેનું સુતર કરી. પોતાના જોઇતાં સાધનના લુગડાં પુરા પાડી શકે. ને એક રૂપીઓ જે માલમાં ખચવો પડતો હોય તે અડધી કીમતે તેમને મળે ને મનની ખીલવણી થાય શરીર સુધરે ને ધંધાને લીધે કલેશ દુર થાય. પોતાના માલ હોય તેનો ઉપયોગ કરે. માટે સહકારી મંડળીઓના કુટુંબીઓ માટે રેંટીઆ. ચરખા. ને હાથ વણાટ સાળનો ઊદ્યોગ દાખલ કરી શકાય તેમ છે. કે જેથી નવરાશનો વખત નકામો જાય નહીં. ને પોતાનો પકવેલો માલ ઓછી કીમતે નહીં જતાં પોતાને લાભ થાય.

સુરત-ચકટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

# કાયદાને લગતા.

**એક અનિયમીત જવાબદારીવાળી મંડળીનો સભાસદ, બીજી તેવીજ જવાબદારીવાળી મંડળીનો સભાસદ ન થઇ શકે તેવો પ્રતિબંધ હાલની પરિસ્થિતિમાં અનુકુળ થશે ?**

લેખક—વૃંદાવન છોટાલાલ જાદવ.

ગઇ ઈલાકાની પરિષદમાં થયેલા ઠરાવ પ્રમાણે અનિયમીત જવાબદારીવાળી એક સહકારી મંડળીમાં જે ગૃહસ્થ સભાસદ હોય તેને બીજી અનિયમીત જવાબદારીવાળી સહકારી મંડળીમાં સભાસદ થવા માટે પ્રતિબંધ કરવામાં આવ્યો છે. આ પ્રતિબંધ જુદી જુદી જાતની સહકારી મંડળીઓની ખીલવણીમાં ઘણો અંતરાય રૂપ છે તેથી ગઈ ઇલાકા સહકારી પરિષદમાં તે સંબંધે જે ઠરાવ થયો છે તેમાં સુધારો કરવાની જરૂર છે. એ ઠરાવથી જે મુશ્કેલી પડે એમ જણાય છે તે ત્રણ રીતે દૂર થઇ શકે તેમ છેઃ—

૧ જે ગૃહસ્થ અનિયમીત જવાબદારીવાળી શરાફી મંડળીનો સભાસદ હોય તેને શરાફી શીવાયની બીજી અનિયમીત જવાબદારીવાળી મંડળીમાં સભાસદ થવાની છુટ મળવી જોઇએ.

૨ શરાફી સીવાયની અન્ય પ્રકારની મંડળીઓ જેવી કે બી ખરીદવાની, ખાતર પુરૂ પાડનારી, ખેતીના ઓજાર પુરાં પાડનારી વગેરે મંડળીઓને નિયમીત જવાબદારીવાળી રાખવી જોઇએ, ને હાલમાં અનિયમીત જવાબદારીથી જે જે મંડળીએ [illegible] છે તેને નિયમીત જવાબદારીમાં ફેરવી નાંખવી જોઇએ. આ ફેરફાર [illegible] ણો વખત લાગે તેથી પેહેલી રીત પ્રમાણે શરાફી સીવાયની [illegible] દ થવાની છુટ [illegible] એ.

[illegible] વાળા ગૃહસ્થોને એક કરતાં વધારે જુદા જુદા ઉદ્દેશોવાળી મં[illegible] ી મંજુરી આપવી અને દરેક મંડળીમાં તેઓની જવાબદારી નિયમીત કરી [illegible], અને તેની મીલકતની કુલ કીમત કરતાં વધારે જો[illegible]દારી તે લઈ શકે નહીં તે ઉપર નજર રાખી તેને બીજી મંડળીઓમાં જોડા[illegible] મંજુરી આપવી.

આ સુધારો સૂચવવાના કારણો નીચે પ્રમાણે છેઃ—

સહકાર્યના નિયમો તથા સિદ્ધાંતોનો જેણે અભ્યાસ કર્યો છે, એવો માણસ સહકારી શરાફી મંડળીમાં જોડાયો એટલે તે બીજી કોઇપણ અનિયમીત જવાબદારીવાળી મંડળીમાં જોડાઇ શકે નહીં, એટલે કે શરાફી મંડળીમાં જોડાયો એટલે તેની બીજી બધી પ્રવૃત્તિ નષ્ટ કરી નાંખવાની. તેને બી કે ખાતરની જરૂર હોય. અગર વણકરની કે ડેરી કામની મંડળીમાં જોડાવું હોય અગર એવી બીજી પ્રવૃત્તિનો લાભ લેવો હોય તો તે કશામાં તેનાથી સહકાર્યની મદદ લઇ શકાય નહીં. આ ઘણું વિચિત્ર છે અને જે માણસ સહકાર્ય એ જીવન રસ છે એવું શીખ્યો છે તેને માટે સહકાર્યના દ્વાર બંધ કરવા એ તેનો જીવન રસ છીનવી લીધા બરોબર છે.

હવે દરેક ગામડામાં વસ્તી થોડી હોય છે ને તેટલી વસ્તીમાં પણ સહકાર્યનું તત્વ ગ્રહણ કર્યું હોય એવા ગૃહસ્થોનું પ્રમાણ ઓછું હોય છે. એટલે જુદી જુદી જાતની મંડળીઓ કાઢવામાં એક મત થાય એવા માણસો મેળવવા મુશ્કેલ પડે છે; કારણ કે દરેક અનિયમીત જવાબદારીવાળી મંડળીને માટે સભાસદોનો જુદો જુદો સમુહ તૈયાર કરવો એ ઘણું કઠણ છે ને કેટલાંક ગામોમાં બની શકે તેવું પણ નથી.

વળી એક સમુહની શરાફી મંડળી બનાવીએ, બીજાની ખાતર પૂરૂં પાડનારી ત્રીજાની વણકરની મંડળી—એ પ્રમાણે દરેક જાતની મંડળી માટે જુદા જુદા સમુહો તયાર કરીએ તો સર્વે સમૂહો અપૂર્ણ મદદ આપનારી મંડળીઓ થશે. દરેકનું અકકેકું અવયવ કેળવાયું હશે પણ બીજાં બધાં અવયવો તો કાચાંજ રહેવાના.

બીજી દલીલ એ છે કે શરાફી સીવાયની બી તથા ખાતર પુરૂં પાડનારી ઓજાર અપાવનારી—વણકરની મંડળી વગેરે જાતની મંડળીમાં અનિયમીત જવાબદારીની શી જરૂર છે તે સમજી શકાતું નથી આ બધા કામો એવી જાતના છે કે તેમાં મોટી ખોટ આવવાનો સંભવ નથી, તેમજ તેમાં નાણાંની પણ મોટી ઉથલપાથલ થવાની નથી તેમજ સાધારણ જરૂરીઆત કરતાં વધારે માલ ભરી રાખવાનો નથી, કે જેથી પીડની ઉથલપાથલથી મોટા નુકશાનમાં મંડળી આવી પડે. આ બધી વાત ધ્યાનમાં રાખીએ તો આ જાતની મંડળીઓને અનિયમીત જવાબદારીવાળી રાખવાની જરૂર જણાતી નથી, ને તે સંબંધે ઘટતો ફેરફાર પેટા કાયદામાં જેમ વહેલો થશે તેમ સહકાર્યની હીલચાલ વધારે ઝડપથી આગળ વધશે.

મેં ઉપર ત્રીજી જે રીત જણાવી છે તે સંબંધમાં એટલુંજ કહેવાનું છે છે કે ફકત સહકારી ખાતાંઓનો મદદ કરવાનાજ વિચારથી—પરમાર્થખાતર નિઃસ્વાર્થ બુદ્ધિથી સહકારી હીલચાલમાં જોડાનારતો કોઇ વિરલજ હોય છે, અને હમણાંની પદ્ધતિને લીધે સારી મીલકતવાળા ગૃહસ્થો આ હીલચાલમાં સામેલ થતા નથી, અને તેથી ગરીબ અને મીલકત વગરના અગર ઓછી મીલ[illegible] વાળાને તેવાના સંગથી બળવાન બનવાનો [illegible] મળતો નથી. સારી મ[illegible]ી જોડાવાનું કારણ એટલુંજ [illegible] કે એક [illegible] જામીનગીરી આપ્યા પછી [illegible]લામાં [illegible] થોડી ઘણી શકે અને સહકારી મંડળીઓના બીજા જેજે ફાયદા[illegible]વાનો તો બીલકુલ મળેજ નહીં તેથી કરી સારી મીલકત [illegible]વાળાઆને સહકારી મંડળીમાં જોડાવાની ઇચ્છા થતી નથી, અને તેથી [illegible] બધી મંડળીઓમાં જામીનગીરીનું જે બળ આવવું જોઇએ તે બળ આવી શકતું નથી. [illegible] જ્યાં સુધી શરાફી અને બી ખાતર વગેરેની મંડળીઓ એક બીજાના કાર્યમાં સહાય આપવા માટે કેળવાય નહીં અને શરાફી મંડળીના વ્યવહાર જોઇએ તેવો સારો ન થાય ત્યાં સુધી. બી. ખાતર વગેરેની મંડળીઓ પણ અનિયમીત રાખવી પડશે એમ સ્વીકારીએ અને જો એક સભાસદ એ અનિમીત મંડળીનો સભાસદ થઇજ ન શકે તેવું થાયતો કેટલેક ઠેકાણે તે નિયમ અડચણ રૂપ થાય, તેટલા માટે હાલ એટલુંજ થવાની જરૂર છે કે એક સભાસદ બે અનિયમીત જવાબદારી વાળી શરાફી મંડળીનો સભાસદ ન થઇ શકે.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
વંદ્રાવન છોટાલાલ જાદવ.
મંત્રી—ગુજરાત વિભાગની સહકારી પરિષદ
ક્ષણુપીઠ બજાર—સુરત.

સુરત—ચકલાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.